સૌ. પાર્વતીકુંવર ગ્રંથમાળા, નં. ૧

# सीता दमयंतीनां आख्यान.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી—અમદાવાદ.

કિંમત અઢી આના.

સૌ. પાર્વતીકુંવર ગ્રંથમાળા, નં. ૧

# सीता दमयंतीनां आख्यान.

રચનાર,

શાસ્ત્રી નાગેશ્વર જ્યેષ્ઠારામ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી—અમદાવાદ.

આવૃત્તિ ૭ મી—પ્રત ૧૦૦૦.

અમદાવાદઃ

" સત્યવિજય " પ્રિન્ટિંગ પ્રેસ.

( સર્વ પ્રકારના હક્ક પ્રસિદ્ધકર્ત્તાએ સ્વાધીન રાખ્યા છે. )

સંવત ૧૯૬૪. સને ૧૯૦૭ ના ડીસેંબર.

કિંમત અઢી આના.

## સૌ૦ પાર્વતીકુંવર ગ્રંથમાળાનો

૨૦૩૦

# ઉપોદ્‌ઘાત.

---

સ્વદેશભક્ત અને સંસારસુધારક સ્વર્ગવાસી રા. સા. મહીપતરામ રૂપરામનાં પત્ની બાઈ પાર્વતીકુંવર સન ૧૮૮૦ માં ગુજરી ગયાં. તેમના સદ્વિચાર અને સદ્‌ગુણોનું સ્મરણ રહેવા અને સ્ત્રીઓમાં સંસારી સદ્વિચાર તથા સદ્ધર્મની વૃદ્ધિ કરવાના હેતુથી એક ફંડ રૂા. ૨૦૦૦ નું ઉભું થયું હતું તેની વ્યવસ્થા સોસાઇટીને સોંપી છે. આ ફંડના વ્યાજમાંથી નીચેનાં પુસ્તકો રચાવી **" સૌ. પાર્વતીકુંવર ગ્રંથમાળા "** તરીકે સોસાઈટીએ છપાવીને પ્રસિદ્ધ કર્યાં છેઃ—

૧ સીતા દમયંતીનાં આખ્યાન. ( આવૃત્તિ ૭ મી. )
૨ નારીશિક્ષા ભાગ ૧ લો. ( બીજી આવૃત્તિ. )
૩ નારીશિક્ષા ભાગ ૨ જો. ( ,, ,, )
૪ પાર્વતીકુંવર ચરિત્ર.
૫ કુમારી કાર્પેન્ટરનું જીવનચરિત્ર.
૬ કુટુંબનું અભિમાન અને પોતાનો દુરાગ્રહ.
૭ નશીબ અને ઉદ્યોગ વિષે નિબંધ.
૮ ગૃહિણીકર્તવ્યદીપિકા.
૯ નામાંકિત નારીઓ.
૧૦ શિક્ષણશાસ્ત્ર.
૧૧ ખગોળ સંબંધી વ્યાખ્યાનમાળા—વ્યાખ્યાન ૧ લું. પૃથ્વી.

**ગુ૦ વ૦ સોસાઈટીની ઓફિસ,**
**અમદાવાદ, ૨—૧૨—૧૯૦૭**

# પ્રસ્તાવના.



વાંચનાર તથા સાંભળનારને પ્રત્યક્ષ કરતાં પરોક્ષ ઉપદેશની અસર વહેલી થાય છે એ સુપ્રસિદ્ધ છે. એ જ નિયમને અનુસરીને ઇસપે જોડેલી વાર્તાઓ વગેરે કેટલાંક પરોક્ષજ્ઞાનનાં પુસ્તકો લોકપ્રિય થઈ પડયાં છે. પરોક્ષજ્ઞાનની એવી ચમત્કારિક અસર ધ્યાનમાં લઈને ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ મર્હુમ પાર્વતીકુંવર સાહેબરાયની યાદગીરીના ફંડમાંથી ઇનામ આપી આ સીતા દમયંતીનાં આખ્યાનો લખાવ્યાં છે.

રામાયણ અને મહાભારતમાં આદિ કવિ વાલ્મીકિ તથા વ્યાસમુનિએ સંસ્કૃત ભાષામાં કથાપ્રસંગમાં તે વર્ણવ્યાં છે. ત્યાર પછીના સંસ્કૃત ભાષાના ભવભૂતિ વગેરે મહાન કવિઓએ પણ તેમનાં ચરિત્રમાંથી કેટલાક ભાગને સંસ્કૃત ભાષામાં ગદ્યપદ્યાત્મક નાટકરૂપે વર્ણવ્યા છે.

ગુજરાતી ભાષાને પુષ્ટિ આપનાર પ્રેમાનંદ વગેરે ઉત્તમ કવિઓએ પ્રાચીન સંસ્કૃત કવિઓની છાયા લઈ ગુજરાતી ભાષામાં આખ્યાન રૂપે તેનું પદ્યાત્મક વર્ણન કરેલું છે. તે ઉપરથી સિદ્ધ થાય છે કે સીતા અને દમયંતી એ બેઉ પવિત્ર સ્ત્રીઓનાં સદાચરણ ઘણા જૂના વખતથી લોકપ્રિય થતાં આવેલાં છે.

સદરહુ વિષય પર જોઈએ તેટલાં પુસ્તકો લખાએલાં છે, અને તે મહાન્ વિદ્વાનોને હાથે વિવેચાએલાં છે; તથાપિ ઇતિહાસરૂપે ગદ્યમાં સાદી ભાષાથી થોડું ભણેલાં સ્ત્રી પુરુષો વાંચી શકે અને સ-

મળી શકે, એવાં પુસ્તકોની હજી ગુજરાતી ભાષામાં ખોટ છે એમ ધારી આ પુસ્તક લખવામાં આવ્યું છે. તેમાં રામાયણ અને મહાભારતના મૂળ ઇતિહાસપર આધાર રાખી સંક્ષેપમાં વિવેચન કર્યું છે.

પતિપત્નીના પરસ્પર ધર્મનો આબેહૂબ ચિતાર આ બે નાનકડા આખ્યાનોમાં સમાએલો છે. સંસારસમુદ્રમાં ઉતર્યા પછી સ્ત્રીપુરુષોએ સુખદુઃખને સમયે પરસ્પર ધીરજ રાખીને કેમ વર્તન ચલાવવું, સ્ત્રીપુરુષોનો પરસ્પર કેવો સંબંધ છે, વગેરે બોધદાયક વિષયો ગર્ભિતમાં સંક્ષેપે આમાં સમાએલા છે. સતીનાં લક્ષણ શીખવાને સ્ત્રીઓએ સદર્હુ આખ્યાનો સતત પાઠ કરવા જેવાં છે. નિશાળમાં શિખતી કન્યાઓને સદુપદેશને માટે આ ઘણાં ઉપયોગી છે.

આ આખ્યાનો સરકારે પાસ કરેલાં છે. એટલે ઇનામ વગેરેમાં એની ખપત સારી થાય છે. પ્રથમની છ આવૃત્તિઓની છપાવેલી નકલો ખપી જવાથી આ સાતમી આવૃત્તિ કાઢવામાં આવી છે. આશા છે કે જે ઉદ્દેશથી આ આખ્યાનો પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે તે ઉદ્દેશ સફળ થશે.

**ના. જયે.**



# सीता दमयंतीनां आख्यान.

## સીતા.

સીતા એ પ્રતિવ્રતા બાઈને જન્મ્યાં કેટલાં વર્ષ થઈ ગયાં તે નક્કી જણાતું નથી. આદિ કવિ વાલ્મીકિમુનિ અને બીજા ઘણા જૂના પંડિતોના હાથથી લખાએલા રામાયણ, ભાગવત, તથા હનુમાન નાટક વગેરે સંસ્કૃત ગ્રંથોમાં જોતાં જણાય છે કે ત્રેતાયુગમાં સૂર્યવંશી દશરથ રાજાની રાણી કૌશલ્યાથી રામચંદ્રજીનો જન્મ થયો હતો, અને સીતા તેમની રાણી હતી.

ભરતખંડમાં *મિથિલ નામનો દેશ છે. ત્યાં અસલ જે ક્ષત્રી રાજાઓ રાજ્ય કરતા હતા, તેમને **મૈથિલ** રાજાઓ એવું નામ આપેલું હતું. તેમના વંશનો મૂળ પુરૂષ વિદેહ રાજા થયો, તેથી કેટલાએક લોકો તેમના વંશજોને જનકવિદેહી કહેવા લાગ્યા. તેમની રાજધાનીનું મુખ્ય શહેર જનકપુર હતું. તે વંશમાં કેટલીએક પેઢીએ જે પ્રખ્યાત જનકરાજા થયો, તેની રાણી સુમેધાને પેટે એક સીતા નામની પુત્રી અવતરી. કેટલાક કવિ કહે છે કે ભોંય ખેડતાં હળની પૂણીથી જમીનમાં દટાયેલી એક પેટી નીકળી, તેને ઉઘાડીને જોયું તો અંદરથી આ બાળકી નજરે પડી. આ વાત કલ્પિત હશે કે કેમ તે કહી શકાતું નથી; પણ એટલું તો ખરૂં કે કોઈ પ્રખ્યાત માણસ-

---

* જનકપુર તથા ગોરખપુરનો પ્રાન્ત.

ના ગુણનું વર્ણન કરતાં અલંકારિક વાણી લખવાની રૂઢિ અસલથી ચાલી આવે છે. આ પ્રમાણે આજના કવિઓ પણ લખે છે. એ કન્યા જન્મી ત્યારથી જ તેના શરીરની આકૃતિ જોતાં સૌના મનમાં એમ દીસવા લાગ્યું કે એ રૂડા આચરણની નીવડશે. જેમ જેમ તે મોટી થતી ગઈ, તેમ તેમ તેનું રૂપ અને ગુણ દિવસે દિવસે શુક્લપક્ષના ચંદ્રની કળા માફક ખીલવા લાગ્યાં. માબાપને એ એક જ દીકરી અને રાજકુળનું ફરજંદ, માટે તે ઘણા લાડ સાથે ઉછરી. જ્યારથી એણે સમજવા માંડ્યું ત્યારથી તેની સેવામાં ઊંચા કુળનાં માણસો નીમાયાં; તેમનાં સહવાસથી કોઇ પ્રકારનો દુર્ગુણ નાનપણથી જ એનામાં પ્રવેશ કરી શક્યો નહિ. તે વખતની રીત પ્રમાણે સ્ત્રીઓને વિદ્યા સંબંધી કેળવણી માબાપ તરફથી જરૂર જેટલી મળતી. આજ અજ્ઞાની માબાપની અભણ દીકરીઓ પશુવત્ જન્મારો ગાળે છે તેમ તે વખતે નહોતું. સીતાએ તે કાળના રીવાજ પ્રમાણે વિદ્યાનો સારો અભ્યાસ કર્યો. જનકરાજાના દરબારમાં મોટા મોટા વિદ્વાન ઋષિઓ વખતો વખત આવતા; તેમના મોંથી નીતિયુક્ત સારા સારા ઇતિહાસો, સદાચાર તથા ધર્મશાસ્ત્ર સાંભળવાનો અવકાશ એને મળતો. દરબારી કામથી પરવારીને જનકરાજા પોતાને રહેવાના એકાન્ત મહેલમાં આવતા, ત્યારે સુમેધા રાણીની સાથે હરેક વિષય ઉપર સીતાને ચર્ચા કરતી જોઈ ઘણા ખુશી થતા હતા. ધીમે ધીમે યુવાવસ્થાનાં પ્રવેશથી, જેમ જેમ સીતાના શરીરના અવયવોમાં ફેરફાર થવા માંડ્યો, તેમ તેમ તેની બુદ્ધિનું બીજ કેળવાઈ આ સંસાર રૂપ સમુદ્રમાં દેહરૂપી નાવ ખેડવાને પણ તે વાકેફગાર થતી ગઈ. સંસારનું સુખ ભોગવવાને સ્ત્રીપુરૂષોને એક બીજાની સરખી જરૂર છે,

એમ સીતાના મનમાં પક્કું સમજાયું. પોતાની સમાન વયની સખીઓ સાથે કોઈ કોઈ વખત લગ્ન સંબંધી ચર્ચા ચલાવતી; પણ પોતાના અમૂલ્ય દેહને જડ પત્થર સાથે અફાળવાને ઇચ્છતી નહોતી. વિદ્વાન, શૂરો, અને સમાન વયનો લાયક પતિ મળે તો સારૂં એ વિચાર એના મનમાં વારે વારે ઘોળાવા લાગ્યો. એકદમ અધીરી ન થતાં શરમને લીધે, આવા વિચારો માબાપને કાને ન પડે એવો પ્રયત્ન તે કરતી હતી. તેમ છતાં એની ચિકિત્સા ઉપરથી તેઓના સમજવામાં આવ્યું કે સીતા હવે વરવાને યોગ્ય થઈ છે. તે સમયે સ્વયંવર (ઇચ્છાવર) વરવાનો ધારો ઘણોજ ઉત્તમ પ્રકારનો હતો. તેથી આજની પેઠે કજોડાં અને અણબનાવથી ઉત્પન્ન થતાં નઠારાં પરિણામોનો બોજો ખમવો પડતો નહિ. લગ્ન સંબંધથી જોડાતા જોડાનો અભિપ્રાય લીધા સિવાય લગ્ન કરવાની સઘળી સત્તા જે દેશમાં ઉપરીઓના હાથમાં છે ત્યાં સઘળે સ્થળે અનેક અનર્થોનો સંભવ છે. સ્વયંવરમાં દેશ દેશના ક્ષત્રીઓને બોલાવી તેમના પરાક્રમ વિષે હરકોઈ રીતે પરીક્ષા લેવામાં આવતી. તેમાં જે ઉત્તમ જણાય તેની સાથે કન્યા વરતી હતી. સુમેધા અને જનકે પણ પોતાની સુરૂપ, ગુણવાન અને ડાહી કુંવરીને યોગ્ય વર ખોળવા સ્વયંવર રચવો ઠરાવ્યો. જનક રાજાના ઘરમાં એક ભારે અને મજબુત ધનુષ્ય હતું, જે મોટા મોટા યોદ્ધાઓને હાથે પણ તૂટી શકતું નહોતું; કહે છે કે તે ધનુષ્યવડે કોઈ પરશુરામ નામના ઋષિએ એકવીશ વાર ક્ષત્રીઓની સાથે યુદ્ધ કરી તેઓને હરાવ્યા હતા. પરશુરામના ઘડપણમાં જનકરાજાએ તેની બરદાશ કરી તેના બદલામાં તેણે આ પોતાનું ધનુષ્ય જનકને બક્ષીસ આપ્યું હતું. સીતાને નાનપણથી તે ધનુષ્ય સાથે રમવાનો શોખ ઘણોજ હતો; તેથી જનકે નક્કી કર્યું કે ‘ જે રાજપુત્ર આ ધનુષ્યને

તોડે તેજ સીતાને વરે.' આ વાત, સીતા અને તેની મા સુમેધા વગેરે સઘળા કુટુંબને ગમી; તે ઉપરથી જનકરાજાએ દેશ દેશના રાજાઓ ઉપર કંકોત્રી મોકલી તેમને સીતાના સ્વયંવરમાં તેડ્યા. સીતાના વિવાહનો ઉત્સવ આખા નગરમાં સરખો જણાવા લાગ્યો. સઘળા જાતના લોકો પોતાનાં ઘર ધોળાવી તરેહવાર રંગનાં ચિત્રોથી તથા સુશોભિત પદાર્થોથી શણગારવા મંડ્યા. સ્ત્રી અને પુરૂષો પોતાનાં અંગ ઉપર નવી નવી ભાતનાં કપડાં તથા ઘરેણાં પહેરી, પોતાના રાજા ઉપરનો ખરા અંતઃકરણનો પ્યાર ઉલટભેર જણાવવા લાગ્યાં. જનકરાજા, દીવાન, કારભારી, નોકર ચાકર, વગેરે સઘળું સરકારી મંડળ મહેલ શણગારવાના કામમાં અને માંડવાની રચના તથા પરદેશી પરોણાઓને ઉતારવાની સગવડ કરવામાં ગૂંથાયું. નગારાં, નિશાન અને નોબતો, વગેરેથી નગરમાં એટલી ધામધુમ મચી રહી કે આનંદ આનંદ સિવાય બીજો એક શબ્દ સંભળાયજ નહિ. નગરમાં આટલો બધો ઉમંગ જણાતાં છતાં, સીતાને પોતાના એકાન્ત મહેલમાં શોકાતુરની પેઠે પથારી ઉપર પડેલી જોઈને તેની બહેનપણીઓ પૂછવા લાગી કે, "બહેન ! સઘળી જગોમાં હરખ અને ઉમંગ જણાવાનું કારણ તો તમે છો, તથાપિ તમારો ચહેરો જોતાં દિલગીરીનો દેખાવ નજરે આવે છે, તેનું કારણ જણાવી તમારૂં દુઃખ દૂર કરવાને અમને સામેલ કરો." સખીઓનો પોતાના ઉપર અસાધારણ પ્રેમ જોઈ, સીતા પોતાની ઉદાસીનું કારણ તેમને કહેવા લાગી.

"અરે મારી વહાલી બહેનો ! જગત્કર્ત્તા પરમકૃપાળુ પરમેશ્વરે આ પૃથ્વી પરનાં પ્રાણીઓમાં નર અને માદા એ બે જાત ઉત્પન્ન કરી છે. સંસાર ભોગવવાને માટે એ બે જાતનું જોડું બનવાની જરૂર છે. મનુષ્ય સિવાય બીજાં પ્રાણીઓમાં કેવળ અંગજ્ઞાન મૂકેલું છે, અને

મનુષ્યને અંગજ્ઞાન અને તર્કશક્તિ એ બે મળેલાં છે. પશુ વગેરે હલકા વર્ગનાં પ્રાણીઓ સંસારનું સુખ નિર્વિઘ્ને ભોગવે છે, તો આપણે જ્ઞાની છતાં આખી જીંદગાનીનું સુખ જેના ઉપર આધાર રાખે છે તેની સાથે સંબંધ બાંધતાં પુખ્ત વિચાર શા માટે કરવો ન જોઇએ ? સ્ત્રીએ સ્વામીની સાથે અને સ્વામીએ સ્ત્રીની સાથે શી રીતે વર્તવું, તથા તેમણે કયા ધર્મ પાળવા, તે સમજ્યા સિવાય ગૃહસ્થાશ્રમનું સુખ કદી ભોગવાતું નથી. એક બીજાના સ્વભાવ મળતા આવે તો જ જોડું સુખી થાય છે; નહિ તો પરણ્યા પછી પસ્તાવું પડે છે. આ અત્યારનો જે ઉમંગ જણાય છે, તે તો ફક્ત ટૂંક મુદતને માટે છે; પણ એવો આનંદ મને જીંદગાની સૂધી પહોંચશે કે નહિ ? તે બાબત મારા મનમાં તરેહ તરેહના વિચારો ઉત્પન્ન થાય છે. મારા પિતાએ નક્કી કર્યું છે કે જે રાજપુત્ર શિવધનુષ્ય તોડે તેને કન્યા આપવી, તે વાત ખરી; પણ કદાપિ કોઈ મજબુત બાંધાનો બળવાન પુરૂષ એકદમ જરખની પેઠે પોતાના કૌવતને લીધે ઓચિંતો ધનુષ્ય ભાંગી નાખશે, અને તેનામાં બુદ્ધિનો લેશ પણ નહિ હોય, અથવા તે કંઇ વિદ્યા નહિ ભણ્યો હોય, અથવા કદરૂપો કે બેડોળ હોય, તેવાની સાથે વરવું પડશે, તો મારી શી વલે થશે ? પછી ગમે તો ઊંચા કુળનો હોય, અને પુષ્કળ દ્રવ્યભંડારનો માલીક હોય; પણ જો તે મૂર્ખ હોય તો તેની સાથે જન્મારો ગુમાવવો, અને તેને શરીર સોંપવું તે પરિણામે દુઃખરૂપ થવાનું. અરે ! પણ નિયમ–નિયમ કરવામાં મારા બાપે ભૂલ ખાધી ! પણ ના, ના; [1]ધનુર્વિદ્યામાં કુશળ સિવાય સાધારણ અક્કલના માણસથી પરશુરામનું ધનુષ્ય તોડાય તેમ મને

[1] કામઠું ચઢાવવાની તથા તીર મારવાની કળા.

લાગતું નથી. એમાં ઘણો ઊંડો વિચાર કરવો પડે એવું છે. કળ વગર એકલું બળ વાપર્યે અર્થની સિદ્ધિ થાય તેમ નથી. પછી તો ઈશ્વરની મરજી! પણ વળી બીજો વિચાર થાય છે કે, દરેક સ્વયંવરમાં જઈ જીત મેળવવી અને અનેક રાજકન્યાઓ પરણી લાવવી. એવોજ વેપાર કોઈ ક્ષત્રીએ માંડ્યો હશે, તેવાના કેદખાનામાં જઈ બીજી સ્ત્રીઓની પેઠે મારે પણ [1]સડવું પડશે, તો પછી મારી શી ગતિ? કેટલાક નીચ યુવકો ઉત્તમ કુળમાં અવતરી નઠારાની સોબતથી દુર્વ્યસન અને કુછન્દમાં પડી પોતાનો મનુષ્ય તરીકેનો ધર્મ ભૂલી જાય છે, એક પત્નીવ્રત ત્યાગ કરે છે તેવા પતિતનો સ્પર્શ આ પવિત્ર દેહને માં થાઓ. મારી વહાલી બહેનો! આવા આવા વિચારોમાં મારૂં મન ગભરાયું છે, માટેજ રાત્રે ઊંઘ આવતી નથી; તેમ કંઈ ચેન પડતું નથી."

આ પ્રમાણે સીતાને ગભરાતી જોઈ તેની બહેનપણીઓ કહેવા લાગી કે, "બહેન! એમ [2]હામલશો નહિ, પરમેશ્વર સઘળું સારૂં કરશે. ધીરજનાં ફળ મીઠાંજ હોય." એમ સખીઓ તેને દીલાસો આપતી હતી, એવામાં સુમેધા માતાને પોતાના મહેલમાં આવતાં જોઈ, સીતા સાવચેત થઈ બીજી આડી વાતો કરવા લાગી. માતાએ કહેવા માંડયું, "બહેન! કાલે તારા સ્વયંવરનો દિવસ મુકરર થયો છે, માટે પરવારી સાવધ રહેજે." તે સાંભળી સીતા પોતાને પહેરવાનાં લૂગડાં તથા ઘરેણાંગાંઠાં સજ કરવાની ત્રેવડમાં પડી. જનકે દબદબાથી માંડવો શણગાર્યો. મધ્ય ભાગમાં ઊંચા સમચોરસ ઓટલા ઉપર પરશુરામનું ભયંકર ધનુષ્ય ગોઠવ્યું. જમણી અને ડાબી બાજુએ દેશ દેશના રાજપુત્રોને બેસવા અધિકાર પ્રમાણે આસન મૂકયાં. ધનુષ્યની સામી બાજુએ સીતા સહિત સઘળી સ્ત્રીઓને બેસવા ચક નખાવ્યા. રાજકુળના પુરૂષોની પછવાડે દીવાન, કારભારી, તથા શેઠ શા-

---

૧ રીબાવું. ૨ નાઉમેદ થશો નહિ.

હુકારોને બેસવાની ગોઠવણ ઘણી સારી રીતે કરી. છુટા મેદાનમાંથી નગરના સઘળા લોકો જોઈ શકે એવી બહોળી જગોમાં આ મંડપ રચાવ્યો હતો. દેશ દેશના ક્ષત્રી રાજાઓ પોતાનું સૈન્ય લઈ હરખભેર નગરમાં ભરાવા લાગ્યા. તેઓ પોતાને આપેલે ઉતારે ઉતર્યાં. લગ્નને આગલે દિવસે સાંજથી જનકપુરમાં ભારે ભીડ થઈ રહી હતી. બીજે દિવસે સવારના પહોરમાં નહાઈ ધોઈ બણીઠણી ક્ષત્રી રાજાઓ હથિયારબંધ મંડપમાં ભરાવા લાગ્યા. પહોર દિવસ ચઢતામાં તો મંડપ ખચખચીને ભરાઈ ગયો. એવામાં જનકરાજાને ખબર મળી કે "વિશ્વામિત્ર [1]રાજર્ષિ કેટલાક બ્રાહ્મણોનાં ટોળાં સાથે સ્વયંવર જોવા પધારે છે." તેથી એકદમ તે રાજા આસન ઉપરથી ઉઠી, કેટલાએક માણસો સંગાથે તેમને તેડવા સામો ગયો, અને ઘણું માન આપી પગે લાગી તેમને મંડપમાં તેડી લાવીને રાજાઓના અગ્ર ભાગમાં બ્રાહ્મણો સહિત તેમને બેસાડયા. વિશ્વામિત્રની જોડે સોળ સોળ વર્ષની વયના બે ક્ષત્રી બાળકો હથિયારબંધ બેઠેલા જોઈ જનકે પૂછ્યું, "આ કોણ છે, મહારાજ?" ઋષિએ કહ્યું, "એમનો સઘળો હેવાલ કહેવાને હાલ [2]અવકાશ નથી તોપણ ટૂંકામાં કહું છું તે સાંભળ. અયોધ્યાના સૂર્યવંશી રાજા દશરથના એ બેઉ પુત્રો છે. તેમાં આ મોટાનું નામ **રામ** અને નાનાનું નામ **લક્ષ્મણ** છે. જેવું એમનું રૂપ જણાય છે તેને ઘટે એવા સઘળા સદ્‌ગુણોથી એ ભરપૂર છે. જેમ જેમ તમે એમના પરાક્રમથી જાણીતા થશો, તેમ તેમ તમને ખબર પડતી જશે. મારા તપોવનમાં કેટલાએક ક્રૂર રાક્ષસો આવી વારે વારે અમારા ઈશ્વરોપાસનાના કામમાં વિઘ્ન કરતા હતા, માટે મેં અયોધ્યા-

[1] તપસ્વી. [2] વખત.

માં જઈ રાજા દશરથની મદદ માગી. તેણે આ બેઉ રાજપુત્રોને મારી સાથે બંદોબસ્ત કરવા મોકલ્યા. તેમણે મારા તપોવનમાં આવી રાક્ષસોની સાથે ભારે યુદ્ધ કર્યું, અને સુબાહુ તથા મારિચી વગેરે હજારો રાક્ષસોને મારી તેમનો પરાજય કર્યો. તેથી હવે અમે સુખે વસીએ છીએ. મારી રજા લઈ એ બેઉ ભાઈ અયોધ્યા જતા હતા, એવામાં તમારી કંકોત્રી આવી તેથી એમને મારી સાથે સ્વયંવર જોવા તેડી લાવ્યો છું. ધનુર્વિદ્યામાં બેઉ ઘણા ઘણાજ કુશળ છે. તેમાં વળી આ રામનાં સઘળાં આચરણ [1]સ્તુતિપાત્ર છે."

આ હકીકત સાંભળી જનક અને સઘળી સભા ખુશી થઈ. જનકના મનમાં આવ્યું કે, 'આ મોટો છોકરો વયે અને રૂપે મારી સીતાને લાયક છે; પણ લાચાર છું કે ધનુષ્ય ભાગે તે જ સીતાને વરે.' છેવટે જનકે સભામાં ઉભા થઈ પોતાનો નિશ્ચય જણાવ્યો કે, "હે રાજકુમારો! મેં આપને આટલે દૂર દેશ પધારવાને તસ્દી આપી છે, તે એટલા માટે કે ક્ષત્રીઓના બાળની પરીક્ષા માટે સામું મૂકેલું ધનુષ્ય તોડી ફતેહ મેળવે તેને મારી સીતા નામની પવિત્ર પુત્રી આપી જમાઈ કરવાનું હું ચાહું છું."

આ વિનંતિ સાંભળી જે માત્ર નામનાજ ક્ષત્રીઓ કહેવાતા હતા તેમની આશા તો અત્યારથીજ ભંગ થઈ. કેટલાએક ધનુષ્યની પાસે જઈ તેને આમથી તેમ હલાવવાનો પ્રયત્ન કર્યો, પણ કંઈ વળ્યું નહિ. સઘળા રાજાઓનાં મોઢાં કરમાએલાં જોઈ વિશ્વામિત્રે રામની ભણી જોયું; એટલે સઘળી સભાના દેખતાં હરણના ટોળામાંથી સિંહ નીકળે તેમ રામ ઉઠીને ઉભા થયા. બાંધેલાં હથીયાર અને

---

૧ વખાણવા લાયક.

પહેરેલું કવચ ઉતારીને હેઠે મૂક્યું; અને વિશ્વામિત્રને પગે લાગી એકદમ ધનુષ્યવાળા ઓટલા ઉપર સામા જઈ ઉભા રહ્યા. આ વખતે એમની આકૃતિ જોઈ, ચકમાં બેઠેલી સીતા તથા સઘળી સભા તલ્લીન થઈ ગઈ. પોતાના ડાબા પગનો અંગુઠો ધનુષ્યના નીચલા છેડા પર અડાડયો, એટલામાં તે તુરત ઊંચું થયું; પણ મધ્યમાંથી ઝાલી પણચ ખેંચતામાં તો શેલડીના સાંઠાની માફક તેના બે કકડા થઈ ગયા. શિવધનુષ્ય ભાંગતાં એવો ભયંકર કડાકો થયો કે સભામાં બેઠેલાં સઘળાં મનુષ્યો ઓચિંતાનાં ઝબકી ઉઠયાં. રામનું આવું પરાક્રમ જોઈ સઘળા વિસ્મય પામ્યા. ચારે પાસેથી "જય જય" ના શબ્દો સંભળાવા લાગ્યા; અને મંગળવાજાં વાગી રહ્યાં. જનકે સીતાને આજ્ઞા કરી એટલે તે પોતાની સખીઓ સંગાથે ઉઠીને ઉભી થઈ હાથમાં રત્નજડિત વરમાળા લઈ ચકમાંથી બહાર આવી. જેમ વીજળી થવાથી નેત્ર મીંચાઈ જાય, તેમ સીતાનું સ્વરૂપ જોઈ મંડપમાં બેઠેલા ક્ષત્રી રાજાઓની આંખો તેજથી અંજાઈ ગઇ, અને પોતપોતાના આસન ઉપર પૂતળાંની પેઠે ચકિત થઇ ગયા. સીતાનું શરીર નાજુક અને ઘાટીલું હતું, અને ચામડી સોનાના વરકના જેવી ચળકતી હતી. રત્નજડિત સોનાના અલંકારો ધારણ કર્યાં હતાં, તે સુશોભિત રંગનાં ઝીણાં વસ્ત્રમાંથી શરીરના ખીલતા અવયવોને ઢાંકી દેતા નજરે પડતા હતા. સીતા પોતાનાં કમળ જેવાં નેત્રો વડે [૧]અમૃતદૃષ્ટિથી બેઉ બાજુ તરફ જોતી જોતી, સિંહણની ચાલે ગતિ કરતી જઇ, રામચંદ્રજીના ગળામાં હાર [૨]આરોપણ કરી તેમની ડાબી બાજુએ હરખભેર નીચી નજરથી ઉભી રહી.

૧ મીઠી નજરથી. ૨ પહેરાવી.

દેવ પૂતળાં જેવું એ જોડું દીસવા લાગ્યું.

પછી જનકરાજાએ તુરત અયોધ્યા માણસ મોકલી જાન સુદ્ધાં દશરથરાજાને તેડાવ્યા, અને સારૂં મૂહુર્ત્ત જોવરાવી યથાવિધિ રામને કન્યાદાન આપ્યું. જનકરાજાના ભાઇને બીજી ત્રણ દીકરીઓ હતી, તે લક્ષ્મણ વગેરે રામના નાના ત્રણ ભાઈઓ વેરે પરણાવી. સીતાને હવે સાસરે વળાવવી પડશે, અને તેનો વિયોગ થશે, એમ ધારી જનકે આગ્રહથી ઘણા દિવસ જાનને જનકપુરમાં રાખી. છેવટે દશરથની મરજી અયોધ્યા તરફ જવાને આતુર જોઈ, જનકે પહેરામણી કરી રજા આપી. જાનને વિદાય કરવા જનકરાજા દશરથની સાથે ગામથી કેટલેક દૂર સુધી ગયા. ત્યાંથી તેમને પાછા વાળી દશરથરાજા કુચ કરી થોડે દિવસે અયોધ્યાના ઉપવનમાં આવી પહોંચ્યા. રામ લક્ષ્મણનું નાની વયમાં આટલું બધું પરાક્રમ સાંભળી અયોધ્યાની પ્રજા હરખભેર દૂર સુધી સામી આવી. બધા મંડળે વાજતે ગાજતે શહેરમાં પ્રવેશ કર્યો. રામની માતા કૌશલ્યા પોતાના પુત્રને લાયક કન્યા મળી તે જોઈ ઘણી હરખ પામી. નગરની નારીઓએ સમય પ્રમાણે શોભતાં ગીત ગાવા માંડયાં.

રામ અને સીતા પોતાના પવીત્ર આચરણથી સઘળા કુટુંબને અને પ્રજાને પ્રાણ કરતાં વધારે વહાલાં થયાં. એમ અયોધ્યામાં કેટલાક દિવસ ગયા પછી દશરથરાજાએ પોતાની વૃદ્ધાવસ્થા જોઈ વિચાર્યું કે, 'રાજ્ય ચલાવવાના સઘળા ગુણ પાટવીકુંવર રામની યોગ્ય ઉંમરે દાખલ થયા છે, માટે મારા જીવતાં એને ગાદી ઉપર બેસાડાય તો ઘણું સારૂં'. એમ ધારી વસિષ્ઠ નામના પોતાના કુળગુરૂને બોલાવી પોતાનો અભિપ્રાય તેમને જણાવ્યો. વસિષ્ઠ એ

રાજ્યને લગતા વળગતા સઘળા કારભારી મંડળે દશરથરાજાના એ વિચારને ટેકો આપ્યો. પ્રજા પણ નવા રાજાની હકુમત તળે ઉત્તમ સુખશાન્તિ મેળવવાને આતુર જણાઈ. એમ સર્વનો એકમત જોઈ દશરથે મૂહુર્ત નક્કી કર્યું. રામનો ઓરમાઇ ભાઈ સુમિત્રાનો પુત્ર લક્ષ્મણ જે રામની સાથે હમેશાં રહેતો હતો, તે પણ આ વાત સાંભળી ઘણો ખુશી થયો. રામના બીજા બે ઓરમાઈ ભાઈ ભરત અને શત્રુઘન આ અરસામાં મોસાળ ગએલા હતા, પણ તેમની માતા કૈકેયી અયોધ્યામાં હતી. 'રામને કાલે ગાદી મળશે,' એ વાત બધા નગરમાં ફેલાઇ તે મથુરા નામની કૈકેયીની ખાનગી દાસી હતી તેણે સાંભળી. તે દાસી નીચ સ્વભાવની અને અદેખી હતી. તેથી તેણે કૈકેયીનું મન ભમાવ્યું, અને તેના પુત્ર ભરતને ગાદી મળે એવો પ્રયત્ન કરવાને ઉશ્કેરણી આપી. રામને પટાભિષેક કરવાની દિવસની પહેલાંની રાત્રીએ જ્યારે દશરથરાજા કૈકેયીના મહેલમાં ગયા ત્યારે તે રાણીએ પાખંડ રચ્યું. મહા ક્રોધે ભરાએલી તે રાણી ઘરેણાં ગાંઠાં કાઢી નાંખી રીસાઇ ને જમીન પર પડી લોટવા લાગી. તે જોઈ દશરથરાજાએ તેને તેમ કરવાનું કારણ પૂછ્યું. ત્યારે તોબરા જેવડું મોઢું કરી બરબડવા લાગી કે "તમે વૃષપર્વ દૈત્યની સાથે યુદ્ધ કરવા ગયા, તે વારે હું તમારી સાથે હતી. ત્યાં યુદ્ધ કરતાં તમારા રથની ધરી ભાંગી, ત્યારે ધરીની જગોએ તરત મેં મારો હાથ ઘાલી રથને ટકાવ્યો હતો. તેના બદલામાં હું જે માગું તે આપવા તમે મારી સાથે બંધાએલા છો. તે આજ સુધી મને આપ્યું નથી, તો હવે તમારે મારું શું કામ છે? મારા કરતાં વધારે વહાલી બીજી ધણીએ છે, તેમને ત્યાં જવું મૂકી અહિં આવવું તમને ઘટતું નથી." કૈકેયીનું કપટ ભર્યું આ વચન સાંભળી દશરથ રાજા કહેવા લાગ્યા; "હે પ્રિયે!

તું મને પ્રાણ કરતાં પણ ઘણીજ પ્યારી છે. ઉઠ તારી ઇચ્છામાં આવે તે માગી લે. તું જે માગીશ તે હું આપીશ." તે સાંભળી કૈકેયી ઝડપ બેઠી થઇ અને કહેવા લાગી કે, "જો સૂર્યવંશમાં ઉત્પન્ન થયા હો અને સત્યવાદિ હો, તો ભરતને રાજ્યગાદી આપો, અને રામને ચૌદ વર્ષ સુધી કોઇ વનમાં મોકલો." આવી નિર્દય ક્રૂર વાણી સાંભળી દશરથ બેભાન થઈ પૃથ્વી ઉપર પડ્યા. દુઃખી રાજાને સત્યના ભયથી બોલવાનો કંઈ અવકાશ ન રહ્યો. પોતાના સ્વાર્થમાં આંધળી થએલી સ્ત્રીઓ ધણી, માબાપ, સગાંવહાલાં, વગેરે કોઈનું સુખ ન ચહાતાં માત્ર પોતાનું ભલું કરવાને ઇચ્છે છે. એવું સાહસ કરવાથી તેમને સુખ મળતું નથી; પરંતુ ઉલટી લોકમાં આબરૂ ઘટે છે. તેવી નાદાન સ્ત્રીઓનો વિશ્વાસ સારા ડાહ્યા માણસો કરતા નથી. કૈકેયીએ રાજા પાસે માગેલા વરદાનની વાત સવારમાં રામના જાણવામાં આવી ત્યારે તે સત્યધર્મપાલક યુવરાજે ઓરમાન માતા ઉપર કાંઇ પણ દ્વેષ ન ચલાવતાં, પોતાના આક્રંદ કરતા પડેલા પિતા પાસે જઇ પ્રણામ કર્યાં અને તેમનું વચન મિથ્યા ન જાય માટે વનમાં જવાની આજ્ઞા માગી. ત્યાંથી પોતાની માતા કૌશલ્યા પાસે આવી સઘળો હેવાલ નિવેદન કર્યો, અને તેમની પણ રજા માગી. કૌશલ્યાએ ઘણો કંકાસ કરવા માંડ્યો. તોપણ પિતાનું વચન પાળવા સારૂ કશું નહિ ગણકારતાં પોતાની વહાલી અને પતિવ્રતા સ્ત્રી સીતાની પાસે આવી કહેવા લાગ્યા કે "હે પ્રિયે! માતાપિતાનો મને વનમાં મોકલવાનો હુકમ થયો છે માટે રજા આપ. હું ચૌદ વરસ વનમાં રહી ઉતાવળો પાછો આવીશ ત્યાં સુધી મારી સઘળી માતાઓ સન્માન માની સૌની સેવા કરજે." રામનાં આ વચન સાંભળી પોતાની ઓરમાન સાસુ કૈકેયી ઉપર જરા પણ માઠું ન લગાડતાં, સીતા ક-

હેવા લાગી કે, "પ્રાણનાથ! આપની આજ્ઞાનું ઉલ્લંઘન કરવા હું લાયક નથી; પરંતુ કરગરીને કહું છું કે પરણતી વેળા જે વખતે મેં આપનો હાથ ઝાલ્યો તે જ વખતે સૂર્ય અગ્નિ તથા બ્રાહ્મણોના દેખતાં મેં પ્રતિજ્ઞા લીધી છે કે આપના સુખ અને દુઃખમાં મારો સરખો હક્ક છે. અયોધ્યાના રાજ્યવૈભવની અને માતપિતા વગેરે કુટુંબ સંબંધી સુખની ઇચ્છા ન કરતાં, પોતાના કુળને લાંછન ન લાગે માટે આપ પિતાનું વચન સત્ય કરવાને વનમાં જવા તૈયાર થયા છો, અને મને અધર્મમાં નાંખવા ચાહો છો! ના, ના, તમે એમ કરો જ નહિ. આપની સેવા બજાવતાં મારી કંઇ ભૂલ થએલી હશે, માટે આપ મને દૂર કરવાને ઇચ્છો છો! આપના વિના રાજ્યાદિક સુખ મારે શા ઉપયોગનું છે? મને વનમાં સાથે તેડવાની આજ્ઞા ન હોય તો તમારાથી વિયોગી આ પાપી દેહને રાખવાને હું ઇચ્છતી નથી, વેળાસર તેને પ્રાણરહિત કરવો ઘટે છે!" સીતાનું આ નરમ બોલવું સાંભળી રામનું હૈયું ઓચિંતુ ભરાઇ આવ્યું અને ગદગદ કંઠે કહેવા લાગ્યા, "અરે! મારી વહાલી! કોઇ દિવસ ઘરમાંથી તું બહાર નીકળી નથી અને સૂર્યનો પરિપૂર્ણ પ્રકાશ કદી તારા ઉપર પડયો નથી, તે તું ટાઢ, તડકો અને વરસાદ સહન કરતી કરતી કોમળ અડવાણે પગે કાંકરા અને કાંટામાં શી રીતે ચાલી શકીશ?" સીતાએ કહ્યું, "સ્વામીનાથ! કંઇ ફિકર નહિ, તમારા શરીરવડે આ શરીર સુકુમાર જણાય છે; માટે જ્યાં આપનું શરીર હોય ત્યાં આ શરીરને રહેવામાં કલ્યાણ છે." સીતાનાં હૃદયવેધક ધર્મયુક્ત વચન સાંભળી રામચંદ્રે તેને પોતાની સાથે લીધી. લક્ષ્મણે પણ આ ટાણે ખરો ભ્રાતૃભાવ બજાવ્યો. મહા કલ્પાંત કરીને

તે પણ રામની સાથે વનમાં જવા તૈયાર થયો. રામ, લક્ષ્મણ અને સીતા અયોધ્યામાંથી બહાર નીકળ્યાં, તે વખતે આખા નગરમાં હાહાકાર વર્તાયો. સઘળા લોકો કૈકેયીને નીચ કહી ધિક્કારવા લાગ્યા. થોડા વખતમાં રામ, લક્ષ્મણ અને સીતા ચિત્રકુટના ડુંગરોમાં આવીને રહ્યાં. રામના વિયોગથી દશરથનું મોત થયું. આ વાત ભરત અને શત્રુઘ્ને જાણી, એટલે તરત તે બન્ને ભાઈ અયોધ્યામાં આવ્યા. દશરથનું મોત, રામનું વનમાં જવું, અને નગરની પ્રજાની ઉદાસી, એ બધાનું કારણ પોતાની માતા કૈકેયીને જાણી ભરતે તેને ઘણો ઠપકો દીધો. પછી કૌશલ્યાની આસનાવાસના કરી તથા પિતાને અગ્નિસંસ્કાર કરી કેટલાક પ્રધાનોને સાથે લઈ ભરતજી રામને પાછા વાળવા ચિત્રકુટમાં આવ્યા. ઘણી આજીજી કરી પણ રામ પાછા ન વળ્યા. તેથી છેવટે નિરાશ થઈ ભરતે "અયોધ્યામાં પેસવું નહિ" એવી પ્રતિજ્ઞા લીધી અને રામને પાછા આવવાની વાટ જોતા નંદી ગામમાં તપસ્વી વેષે રહ્યા. પછી શત્રુઘ્ને પાછા જઈ અયોધ્યાની રાજગાદીનો કારભાર ચલાવવા માંડ્યો.

ભરતના જવા પછી રામે વિચાર્યું કે 'આ જગો અયોધ્યાની નજીક છે, માટે, ભરત વારે વારે આવી મને પાછો વાળવાનો પ્રયત્ન કરશે. વળી મારા મનમાં જે જગપ્રસિદ્ધ થવાના વિચારો છે, તે આમ એક જગોએ બેશી રહેવાથી પાર નહિ પડે, પણ ઉલટું તેમાં વિઘ્ન નડશે.' એમ ધારી સીતા તથા લક્ષ્મણ સહિત દક્ષિણ દિશાને માર્ગે રામ ચાલી નીકળ્યા. માર્ગમાં જેઓ લૂટફાટ કરતા હતા તેમનો પરાજય કરતા કરતા થોડી મુદતમાં તે અત્રિ નામના એક પવિત્ર ઋષિના આશ્રમમાં આવી પહોંચ્યા. તે ઋષિએ રામની પરોણાગત

ઘણી સારી રીતે કરી. ઋષિપત્ની અનુસુયા પતિવ્રતા હતી. તેણે સીતાને નાની વયમાં પતિની સાથે વનમાં નીકળેલી જોઈ, વગડામાં સ્વામીની સાથે વર્તવાના કેટલાએક ધર્મનો ઉપદેશ કર્યો અને [1]વલ્કલ વસ્ત્ર બક્ષીસ આપ્યાં. તે સીતાએ રામની આજ્ઞા લઇ સ્વીકાર્યાં. અત્રિ અને અનુસુયાની સલાહ લઇ, રામે દક્ષિણમાં ગોદાવરી નદીના કાંઠા ઉપરના પહાડી દેશમાં રહેવાનો નિશ્ચય કર્યો. જે વનમાં રામચંદ્રજી રહ્યા તેને [2]પંચવટી એ નામથી લોકો ઓળખે છે. હિંદુસ્તાનના દક્ષિણ અને ઉત્તર ભાગનું મધ્યસ્થળ ધારી રામચંદ્રજી ત્યાં રહ્યા.

વૈભવાદિક સુખ સમયે સ્વામીની સાથે ભાગ લે એવી અનેક સ્ત્રીઓ દુનિયામાં મળી આવશે; પણ સંકટ સમયે સાથે રહી એવી સીતા સરખી સતી સ્ત્રીઓ જવલ્લે જડશે. જ્યાં સુધી સ્વામી પૈસે ટકે અને શરીરે સુખી હોય છે, ત્યાં સુધી ગૃહસ્થાશ્રમનો નિભાવ કરવો, એમાં સ્ત્રીએ પોતાના પતિને માઠું ન લાગે એવી રીતે સદાચરણથી વર્તવું સહેલું છે; પણ સંકટ સમયે ધીરજ આપી તેના દુઃખમાં ભાગ લેવો, અથવા અકળાએલા સ્વામીને સારા વિચારો બતાવી તેને દુઃખમાંથી છોડવાના ઉપાયો યોજવા, એ કામ ઘણું કઠણ છે. કેટલીએક ઉદ્ધત સ્વભાવની જુવાન સ્ત્રીઓ અજ્ઞાનતાને લીધે પતિ એટલે કોણ અને તેનો સ્ત્રીની સાથે કેવો સંબંધ જોડાયેલો છે એ જ પ્રથમ જાણતી નથીઃ તો પછી તેની સાથે શી રીતે વર્તવું,

૧ ઝાડની છાલનાં કપડાં. ૨ હાલના નાશિક શહેરની પાસે ગોદાવરીને સામે પાર જે જગાએ પાંચ વડ છે, તેને પંચવટી કહે છે. તેની પાસે સીતાની ગુફા છે, અને ત્યાંથી આશરે એક મૈલ દૂરના સ્થળને તપોવન કહે છે.

એ વાતનો વિચાર તેમના મનમાં ક્યાંથી આવે? પતિ એ સંસ્કૃત ભાષાનો શબ્દ છે. એનો અર્થ રક્ષણ કરનાર અથવા પાલન કરનાર એવો થાય છે. જગતનિયન્તાએ આ જગતમાં સ્ત્રી અને પુરૂષ એવી બે જાતો ઉત્પન્ન કરેલી છે. સંસારનું સુખ નિર્વિઘ્ને ભોગવવાને એ બેઉને અન્યોન્ય સંબંધી જરૂર છે. એકલા પુરૂષોથી જગતનો વ્યવહાર નભે નહિ, તેમ એકલી સ્ત્રીઓ પણ કંઈજ ઉપયોગની નથી. સૃષ્ટિનું બંધારણ બેઉના ઉપર સમાન આધાર રાખે છે. સ્ત્રી પુરૂષોએ એમ ન સમજવું કે કેવળ પ્રજોત્પત્તિ કરવી, એટલોજ સ્ત્રી પુરૂષોને અન્યોન્ય સ્વાર્થ છે. પ્રજોત્પાદનકર્મ તો પશ્વાદિક બીજાં પ્રાણીઓ પણ કરી શકે છે. સ્ત્રીના પુરૂષ પ્રત્યે શા ધર્મ છે અને પુરૂષના સ્ત્રી પ્રત્યે શા ધર્મ છે, એ સમજાય તોજ આ દુનિયામાં સુખી થવાય છે. કેટલાક પુરૂષો એમ સમજે છે કે, 'સ્ત્રી એ અધમ જાતિ છે. આપણે તો મરદ છીએ, માટે એના કરતાં ઉત્તમ છીએ, આપણે તેના ધણી એટલે મુખ્ત્યાર છીએ, આપણે ચહાય તેમ કરવા સ્વતંત્ર છીએ; સ્ત્રી આપણી તાબેદાર છે, માટે આપણે જેમ તેના ઉપર જૂલમ ગુજારીએ, તેમ તે સહન કરવાને યોગ્ય છે.' આમ સમજવું એ કેવળ મૂર્ખાઈનું લક્ષણ છે. તમે સ્ત્રીના ધણી થયા એટલે જેમ ગાયો ભેંસોના અથવા બીજાં મૂંગાં પ્રાણીના ધણી કહેવાય છે તેવા નહિ, પણ જૂદાજ પ્રકારના ધણી થાઓ છો. જે જ્ઞાનના આશ્રયથી આપણે બીજાં પ્રાણીથી ઉત્તમ ગણાઇએ છીએ એ જ્ઞાનરૂપી બીજ મનુષ્ય વર્ગમાં એટલે સ્ત્રી અને પુરૂષોમાં ઈશ્વરે સમાન મૂકેલું છે. કેળવાએલું જ્ઞાન બેઉ વર્ગમાં સરખો ફાયદો આપે છે. માત્ર સ્ત્રીની યોગ્યતા અને પુરૂષની યોગ્યતામાં કંઈક તફાવત છે. તે

તફાવતનું મુખ્ય કારણ સ્ત્રીની સ્વાભાવિક નાજુકી અને કોમળતા છે. સ્ત્રીએ દરેક કામમાં પુરૂષની સહાયતા લઈ આગળ પડવું એજ એને સુખરૂપ થાય છે; કેમકે દરેક મોટા કામમાં એને પુરૂષની અપેક્ષા છે. સ્ત્રી એ ક્ષેત્રરૂપ છે, અને પુરૂષ તે ક્ષેત્રને ફલદ્રુપ કરનાર તથા તેનું રક્ષણ કરનાર ખેડુત રૂપ છે. અમુક પુરૂષની આ અમુક સ્ત્રી અને અમુક સ્ત્રીનો આ અમુક પતિ, એમ એક એકનો આશ્રય લઈ વર્તવું એ સ્ત્રી પુરૂષ બન્નેનો મુખ્ય ધર્મ છે. સંસારનાં સુખ ભોગવવામાં બઉને સરખો આનંદ છે; પણ ગર્ભધારણાદિક દુઃખ અને બાળક ઉછેરવાનો બોજો ઇશ્વરે સ્ત્રીને માથે નાંખ્યો છે. એની આકૃતિ જોતાં સ્પષ્ટ સમજાય છે કે પુરૂષની દેખરેખ નીચે ઘરકામ અને બીજાં થોડાં જોખમનાં સંસારી કામો કરવાની એની યોગ્યતા છે. *કેટલીક સ્ત્રીઓના શરીરનો બાંધો અને વિચારશક્તિ પુરૂષના પ્રમાણે દૃઢ થાય છે; પણ તે ઘણી મુદ્દત સુધી અચળ રહી શકતાં નથી, અને રહે છે તો કવચિત. માટે સ્ત્રીએ પુરૂષથી કેવળ સ્વતંત્ર રીતે ન વર્તતાં તેના દિલોજાન અને સહગામી મિત્ર તરીકે તેની દેખરેખ નીચે યોગ્ય માન મર્તબાથી રહી નિર્વિઘ્ને સંસારયાત્રા પૂરી કરવી એ સર્વોત્કૃષ્ટ છે. સ્ત્રી એ પુરૂષનો એકાન્તમિત્ર છે. તેઓ એક બીજાના સુખદુઃખમાં ભાગ લેવાને સરખાં યોગ્ય છે. લગ્ન સમયે પોતપોતાના ધર્મશાસ્ત્ર પ્રમાણે સ્ત્રીપુરૂષની વચ્ચે જે વાચિક કોલકરાર થાય છે, તે

* યુરોપ, અમેરિકાના સુધરેલા દેશની કેટલીક સ્ત્રીઓ હાલ વૈદ્ય, વકીલ વગેરેનાં કામ કરે છે, એટલુંજ નહિ પણ રાજદ્વારી સભાઓમાં દાખલ થવાની કોશીશ પણ કરે છે. આટલું છતાં બધી સ્ત્રીઓ એવી જ છે કે થશે, એમ કહેવાય નહિ.

પાળવા એ દરેક સ્ત્રી પુરૂષનું કર્તવ્ય છે. જો તે પ્રમાણે ન વર્તાય તો એમનો આલોક અને પરલોક બેઉ બગડે છે.

જો કે સીતા આ વખતે નાની ઉમ્મરની હતી, તોપણ તેણે 'પતિ એજ મારૂં જીવન અને મારા જન્મ પર્યન્ત સુખનો આધાર છે, એના સિવાય બીજું કોઈ નથી' એમ જાણી પોતાનો પતિવ્રતધર્મ ખરેખરો બજાવ્યો.

કેટલાંક વર્ષ સુધી રામ, લક્ષ્મણ અને સીતા પંચવટીમાં એક જગો ઉપર ઝુંપડી બાંધીને રહ્યાં. એ વખતે હિંદુસ્તાનના દક્ષિણ ભાગમાં નાનાં નાનાં રાજ્યો ઘણાં હતાં. મુખ્ય રાજ્ય સિંહલદ્વીપ (લંકા) નામનો ટાપુ જે રામેશ્વરથી દક્ષિણ તરફ સમુદ્રમાં છે તેમાં રાવણ નામના રાક્ષસ રાજાનું રાજ્ય ગણાતું હતું. તેની સત્તા નીચે રહી ઘણાખરા રાજાઓ ખંડણી આપતા હતા. છેક ગોદાવરી નદીના દક્ષિણ કાંઠા ઉપર રાવણે વીશ હજાર રાક્ષસોની છાવણી રાખી હતી. તેનો અધિકાર પોતાની બહેન શુર્પણખાને તથા ખરદૂષણ નામના રાક્ષસોને સોંપ્યો હતો. એક વખત એવો બનાવ બન્યો કે, શુર્પણખા ગોદાવરીના કાંઠા ઉપર ફરતી ફરતી રામની ઝુંપડીની નજીક આવી ચઢી. ત્યાં કદી જોવામાં આવેલ નહિ એવા ઘણાજ ખુબસુરત આ રાજવંશી રામ લક્ષ્મણને જોઈ તે મોહિત થઈ; પણ તેની પાપી ધારણામાં પાર નહિ પડવાથી તથા નાક કાન કપાયાનું તથા બીજું કેટલુંક દુઃખ એમનાથી પોતાને સહન કરવું પડ્યું તેથી પોતાનું વેર વાળવા માટે કેટલાક રાક્ષસોને સાથે લઈ તે લંકામાં જઈ રાવણને મળી. ભાઈએ તેને નાક કાન કપાયાનું કારણ પૂછ્યું, ત્યારે તે બોલી કે, "ગોદાવરી નદીના કાંઠા ઉપર કોઈ બે રાજવંશી જુવાનિયા આવીને રહ્યા છે. તેમની સાથે એક સ્ત્રી છે તે ઘણીજ રૂપાળી અને

તારે લાયક છે. હું તારે માટે ત્યાં ગઈ હતી, તેથી મારી આવી દશા થઈ." રાવણરાજા વિલાસી હતો માટે એનું ચિત્ત નવી સ્ત્રીમાં લાગ્યું. વળી શુર્પણખાએ પોતાનાં નાક કાન કપાવાથી ઘણો ઉશ્કેર્યો; તેથી બહેનના અપમાનનો બદલો વાળવાનો પણ તેણે નિશ્ચય કર્યો. બેઉ જણ વનમાં એકલાં રહે છે એમ ધારી રાવણ છેટો ગોદાવરીના ડુંગરી વનમાં છાનોમાનો આવ્યો. એ બેઉ કોણ છે, તેની માહિતી મેળવવા રાવણે પોતાનો મામો મારિચી એ વનમાં રહેતો હતો તેને બોલાવીને પૂછ્યું. મારિચીએ રામ લક્ષ્મણ વિષે સવિસ્તર હકીકત તેને કહી સંભળાવી. તે સાંભળી રાવણે કહ્યું કે, "મામા, સીતા નામની જે ઘણીજ રૂપાળી સ્ત્રી એમની સાથે છે તે મને શી રીતે મળે?" ત્યારે મારિચીએ તેની એ દુષ્ટ વાંચ્છનાને ટેકો ન આપતાં નરમાશથી કેટલીક શીખામણ દીધી; પણ સ્વાભિમાનમાં છકેલા મંદોન્મત્ત રાવણે તેની શીખામણ ન માનતાં બળાત્કારે આ બદકામમાં તેને સામેલ કર્યો. મારિચીએ મરવાની બીકે તેનું કહેવું કબૂલ કરી એવી તદબીર કરી કે, પોતે ચિત્રવિચિત્ર સોનેરી રંગનો [1]મૃગ બની સીતાની [2]પર્ણશાળાની આસપાસના બાગમાં આમથી તેમ ફરવા લાગ્યો. કોઈ દિવસ નહિ દીઠેલો એવો મૃગ જોઈ સીતાનું મન તેમાં લાગ્યું. તે રામને કહેવા લાગી કે, 'પ્રાણનાથ! આ સોનાના [3]વર્ક જેવી ચળકતી ચામડીનો મૃગ તો જુઓ! પરમેશ્વરે આવું સોનાનું પ્રાણી ક્યારે નિર્માણ કર્યું હશે? તમે એને જીવતો પકડી લાવો. હું તેને પાળીશ; અને કદાપિ તેમ ન બને તો એનું ચામડું પણ મને વધારે વ્હાલું છે." રામને પકડવાની મરજી નહોતી, પણ સીતાની વધારે હઠ

૧ હરણ. ૨ ઝુંપડી. ૩ સોનાનાં પાનાં. ૪ બનાવ્યું.

જોઈ હાથમાં તીરકામઠું લઇને મૃગની પૂઠે પડયા. એક ખેતરમાંથી બીજા ખેતરમાં એમ દોડતો દોડતો મૃગ ઘણે દૂર ગયો. છેવટે હાથમાં ન આવવાથી રામે ધનુષ્યની ઉપર બાણ સાંધી જોરથી તેની ભણી ફેંક્યો. તે તેને મર્મસ્થાનમાં વાગવાથી ભોંય પડી મરણ પામ્યો. રામચંદ્રે પાસે જઈ તપાસી જોયું, તો તે ખોટો મૃગ હતો. રામ મૃગયા કરવા ગયા એવામાં રાવણે ઝાડની ગુફામાં રહી એવું કપટ રચ્યું કે, રામના જેવો સાદ કરી, "હે લક્ષ્મણ! ધાજે, મારો જીવ જાય છે" એવી કારમી ચીસ પાડી. એ શબ્દ સીતાને કાને પડયો. એટલે તેને ધીરજ ન રહેવાથી તે લક્ષ્મણને કહેવા લાગી કે, "દિયરજી, તમે જલદી જાઓ. તમારા ભાઈને કંઈ સંકટ છે." લક્ષ્મણે તે ચીસ સાંભળી; પરંતુ તે કોઈ માયાવી પુરૂષનું કપટ છે એમ તેને ભાસ્યું, તેથી સીતાએ આગ્રહ કર્યાં છતાં તેને એકલી મૂકીને ત્યાંથી જવાની તેણે ના પાડી. પણ આખરે સીતા જયારે છેક હાડ ગઈ, એટલે નહિ કહેવાનાં પાપિષ્ટ *વચન કહ્યાં ત્યારે લક્ષ્મણ આંસુ ભરી આંખે ક્રોધ અને દિલગીરી સહિત ત્યાંથી ઉઠયો અને પર્ણકુટીના બારણા આગળ રામનામની આણ દેઈ ધનુષ્યબાણ લેઈ ભાઈ પાસે ગયો. પછી સીતા એકલી પડી. એટલે ઓચિંતો રાવણ સાધુના વેષે ત્યાં આવી સીતાને ઊંચકી દક્ષિણ માર્ગે ચાલ્યો ગયો. સીતાએ બુમો તો ઘણીએ પાડી પણ જંગલમાં કોણ સાંભળે? રાવણ જેવા પ્રચંડ રાક્ષસના વેગથી દોડવાના સપાટામાં સીતા જેવી નાજુક પદ્મિનીનો

* સીતાએ લક્ષ્મણને કહ્યું કે "તારા મનમાં એવું હશે કે રામ મરી જાય, તો હું સીતાને સ્ત્રી કરીને રાખું!" 'વિનાશકાળે વિપરીત બુદ્ધિ,' એ કહેવત પ્રમાણે આ વખતે બનેલું જણાય છે.

ઝીણો સાદ એ વખતે કોને કાને પડે? વળી ભયથી બેબાકળી થઈ ગઈ, તેથી થોડી વાર સુધી તો તેનાથી બોલી શકાયું પણ નહિ અને એટલામાં રાવણ ઘણે દૂર નિર્જન વનમાં ચાલ્યો ગયો. દડમજલ રાવણ સીતાને લઇ લંકામાં પોતાના મહેલમાં આવ્યો. આ વખતે સીતા બેશુદ્ધ થઈ પૃથ્વી પર પડી. થોડી વારે ભાન આવ્યું, ત્યારે તે રડવા અને આક્રંદ કરવા લાગી. પોતે લક્ષ્મણને કહેલાં કટુ વચન યાદ કરી પસ્તાવા લાગી કે, “અરેરે! મારા વ્હાલા પરમ પવિત્ર લક્ષ્મણનો મેં નકામો તિરસ્કાર કર્યો!! તેનું વાજબી બોલવું મેં ન માન્યું, તે પાપનું ફળ મારે ભોગવવું પડશે!! અરે! મારા પ્રાણપતિ રામને હવે શું હું નહિ દેખું? હે પ્રભુ! મારી માઠી હાલત થશે? હું પાપીના ફાંસામાં ફસી પડી! મારૂં નસીબ આટલેથીજ હદવાળું થયું શું? હું જે રામનો વિયોગ સ્વપ્નમાં પણ થવાને નહોતી ચહાતી તેને આ કોઈ મહા પાપી આટલે બધે દૂર સુધી ઘસડી લાવ્યો!! અરે! મારા કયા જનમનું પાપ આવી નડયું? અરે પ્રભુ! મારા પ્રાણપતિ રામચંદ્રજી મારી ખોળ શું નહિ કરે?” એમ સીતાને વિલાપ કરતી જોઈ પાપી રાવણે તેને ઘણાં મીઠાં વચનો કહી મન વાળવાનું કર્યું, અને તેનો શોક ટળી જઈ તે પોતાને સાધ્ય થાય એવો પ્રયત્ન કરવા માંડયો. તે કહેવા લાગ્યો કે, “સીતા! મેં તને રામનો વિયોગ કરાવ્યો તેથી તારા મનમાં માઠું તો ઘણું લાગ્યું હશે પણ જો તું ઉંડો વિચાર કરીશ તો તને માલૂમ પડશે કે તું દુ:ખમાંથી છુટી. ઈશ્વરે કૃપા કરીને તને નાજુક દેહ અને અલૌકિક સ્વરૂપ બક્ષ્યું. તેનો સારો ઉપયોગ ન કરતાં જાળાં જાંખરામાં રઝળવાથી તું પરમેશ્વરની પાકી ગુન્હેગાર નહિ થાત? જો રામ તારૂં સારૂં ચાહતો હોય, તો તે તને વગડામાં અડવાણી ફેરવે? જો તે-

નામાં રાજ્ય કરવાની સત્તા હોય તો તેને જંગલમાં શા માટે રખડવું પડે? રામનામાં કંઈજ પુરૂષાર્થ મને લાગતું નથી. તારા જેવી સુરૂપ, ડાહી અને ગુણવાન્ સ્ત્રી તેના જેવા રઝળતા અને નબળા ક્ષત્રીને વળગી રહે, એ શું અનયબ જેવું ન કહેવાય? તું શું રામને લાયક છે? ના, કદિ નહિ. ઘણા દિવસથી રામની સાથે રહેલી છે, તેથી તેની પ્રીતિ એકદમ તો તારા મનમાંથી નહિ ખસે; તથાપિ રાજા રાવણનો આ લંકામાં વૈભવ એવી નજીવી બાબતને તારા મનમાંથી જલદી ખસેડી નાખશે. સીતા! જો તું સમજે તો મેં તને દુઃખમાંથી છોડાવી તારા ઉપર ઉપકાર કર્યો છે. તું કશી ફિકર કરીશ નહિ. ચારસેં ગાઉનો સમુદ્ર ઓળંગીને રામ કદી લંકામાં આવી શકશે નહિ, હું તારા પર એટલો ખુશી છું કે મારી સઘળી રાણીઓ તો શું પણ પટરાણી મંદોદરીને પણ તારી સેવામાં દાસી તરીકે રાખીશ. ખરેખર! તારા ભાગ્યોદયનો પાર નથી." નિર્લજ્જ અને મદાંધ રાવણનાં આવાં દુષ્ટ અંગારા જેવાં વચન સાંભળી સીતાનું શરીર અંગુઠાથી માથા સુધી બળવા લાગ્યું, સતી ગભરાવા લાગી, અને ઈશ્વરને યાદ કરી કહેવા લાગી કે "મારા માથા ઉપર ઓચિંતો મેરૂ કેમ તૂટી પડ્યો? માતા પૃથ્વી! તું તારૂં પેટ ફાડી મને અંદર કેમ શમાવી દેતી નથી? અરે! શું હું આ દુષ્ટનાં વજ્ર જેવાં વચન સહન કરીશ? શું મારૂં શીલ ભાગશે? ના, ના, કદી એમ બનશે નહિ. મને હરી લાવનાર દુષ્ટ દુરાચારીનો કુળ સુદ્ધાં પ્રભુ પરાજય અને નાશ કરશેજ! માટે મારે હમણાં ધીરજ રાખી ઘટતા ઉપાયો લેવાની જરૂર છે. મારા સ્વામીના ખોળિયામાં પ્રાણ હશે ત્યાં સુધી એ મને ખોળી કાઢવાનો પ્રયત્ન કર્યા વિના રહેશે નહિ. મારા પાતિવ્રત્ય વિષે એમને પક્કી ખાતરી છે." એ પ્રમાણે વિચાર

કરી તથા હિમ્મત રાખી નિર્ભયપણે સીતા રાવણ પ્રત્યે બોલી, "અરે પાપી! પૃથ્વીપતિ થઈને નાદાનના જેવાં નફટ વચન બોલતાં તારી જીભે કાંટા નથી વાગતા? તારા પાપી મને તને રાજધર્મ ભૂલાવી, કુકર્મ કરાવી, ચાંડાલ કરતાં પણ નીચ કરી નાંખ્યો છે. જરા વિચાર કરી તપાસી જો કે પરસ્ત્રી ઉપર કુદૃષ્ટિ કરવા સમાન મહા પાપ બીજું કયું છે? પોતા માટે નિમાએલી ઉત્તમ વસ્તુનો તિરસ્કાર કરી, જે ઉપર આપણો હક્ક નથી તેવી પારકી વસ્તુનો બળાત્કારે ઉપયોગ કરવાથી, શું પરમેશ્વર નારાજ નહિ થાય? અલબત થશેજ. હે મૂઢ વિચારી જો કે હરકોઈ સ્ત્રી અથવા પુરૂષ દુરાચારી થવાથી પરિણામે સુખ પામ્યા છે? એ પાપાચરણથી શરીરનો, દ્રવ્યનો અને યશનો નાશ થાય છે. એટલું જ નહિ, પણ બુદ્ધિ ભ્રષ્ટ થવાથી નીતિના નિયમ ભૂલી જવાય છે. સૃષ્ટિ વિરૂદ્ધ કુકર્મો થઈ જાય છે, અને માઠી દશા ભોગવી હડકાયા કુતરાની માફક કમોતે મરવું પડે છે. નિયમિત મનુષ્યોના સદાચરણનો ભંગ કરનાર તથા એવું નઠારૂં કર્મ કરવાને સલાહ અને સહાય આપનાર પરમેશ્વરનો પાકો ગુન્હેગાર થાય છે. વ્યભિચારી દુષ્ટ પુરૂષો પોતાની પુત્રી, બ્હેન, ભાઈભાંડુ વગેરેની કંઈજ મર્યાદા ગણતાં નથી, પછી પશુમાં અને તેઓમાં શો ફેર? હે દુષ્ટ! તારો વૈભવ ગમે તેટલો હશે, પરંતુ સત્યવાદિ રામના નામ આગળ તે કશા લેખામાં નથી. સોનાની શળીઓવાળા રત્નજડિત પાંજરામાં કાગડાને પૂર્યો, માટે શું તે માનસ સરોવર ઉપર બેસનાર હંસની બરોબર થઈ શકશે? ના, કદી નહિ. રામની ગેરહાજરીમાં ચોરી કરી મને અહિંઆં ઊંચકી લાવ્યો તેમાં તેં શું પુરૂષાર્થ કર્યું? જો જીવવાની આશા રાખતો હો તો જેવી રીતે મને આટલે દૂર લાવ્યો તેવીજ

રીતે પંચવટીમાં રામની નજીક જલદી પહોંચાડી દે, નહિ તો તારા બુરા હાલ થશે."

સીતાનાં આ વચન સાંભળી રાવણને હસવું આવ્યું. તે બોલ્યો, "અરે સીતા! તારાં વચન ઉપર મને એટલો બધો રોષ આવે છે કે હમણાં તારૂં માથું મારી તરવારવડે ધડથી જૂદું કરૂં: પણ લાચાર છું કે તારી નાજુકી મારા ગુસ્સાને છેક ઠંડો પાડી દઈ નાકૌવત કરી નાંખે છે." ધમકી આપી જરા પાસે જવું એ ઠીક છે, એમ ધારી રાવણ સીતા ભણી ધસારો કરે છે એવામાં સતીની આંખ લાલચોળ થઈ ગઈ. ભયંકર અવાજથી સીતા તેને કહેવા લાગી કે, "ખબડદાર! હવે જો આ શરીરને સ્પર્શ કરીશ તો બળીને ભસ્મ થઈ જઈશ." સતીનો કોપ જોઈ રાવણ ડર્યો. એણે જાણ્યું કે આમ બળાત્કાર કરવામાં કંઈ માલ નથી. એ સ્ત્રી જાતિ છે તેથી હમણાં હઠ નહિ મૂકે, થોડા દિવસ પછી જેમ જેમ વિસારો પડતો જશે તેમ તેમ મારૂં કહ્યું કરશે. એમ ધારી કેટલીક શીખવી રાખેલી રાક્ષસીઓની ચોકી સાથે સીતાને અશોકવાડીમાં મોકલી દીધી. પછી તે રાક્ષસીઓ સીતાનું મન ફેરવવાને અનેક યુક્તિઓ કરવા લાગી; પણ તે સઘળી નિષ્ફળ ગઈ. સતી સીતા મોંમાંથી રામ સિવાય બીજો ઉચ્ચાર કરતી જ નથી. તે ધીરજ રાખી એકનિષ્ઠાથી માત્ર ના ચાલે ઉદરપોષણ કરી, પોતાના પતિ પ્રભુને મળવાની વાટ જોયા કરે છે. સમજુ મનુષ્યોને માથે ગમે તેટલું સંકટ આવી પડે, તોપણ તેઓ કંટાળો ન આણતાં એકનિષ્ઠાથી સર્વ સહન કરે છે, તો પછી પરમેશ્વર તેની સહાય કર્યા વિના રહેતો નથી. સીતાનો પતિ ઉપરનો અચળ પ્રેમ જોઈ ચોકી કરનારી સઘળી રાક્ષસીઓ વિસ્મય પામી. વળી

સીતાએ તેમને તેમના પતિની સાથે દૃઢ મમતા અને નિર્મળ પ્રેમ-ભાવથી વર્તવાનો ઉપદેશ કર્યો. ધન્ય છે સીતા સતીને કે જેણે પ્રાણસંકટ આવી પડયું તોપણ પોતાના પતિને બિલકુલ વિસાર્યો નહિ. એના પવિત્ર પતિપ્રેમની અવધિ ! અવધિ ! અવધિ !!! ધન્ય છે એના જીવતરને ! એના માતપિતાને ! અને એના ઉપદેશક ગુરૂને !! સ્વદેશી બહેનો ! તમે એવાં પતિવ્રતા અને યશસ્વી નીવડી આપણા આર્યાવર્તને દીપાવવાને ભાગ્યશાળી થાઓ. સીતા જેવું ઉત્તમ ઉદાહરણ બીજું નહિ મળે.

સીતાની દૃઢ મમતા સ્વામીની સાથે ખરા અન્તઃકરણથી બંધાએલી તે આટલા દુઃખના ફાંસામાં આવ્યા છતાં છુટી નહિ, એ સ્તુતિપાત્ર છે; તોપણ જે નકામી હઠે એના પ્રાણપતિ રામચંદ્રજીનો વિયોગ કરાવ્યો, અને સમુદ્રપાર ઘસડી જઇ દુષ્ટાચરણવાળા ક્રૂર રાક્ષસના ફાંસામાં ઝો-કાવી, તેવી હઠ કરવા માટે આપણે તેનો દોષ કાઢીશું. જે સ્ત્રી પોતાના સદ્‌ગુણી સ્વામીના સત્ય વિચારોને અનુસરતી નથી તે પરિણામે દુઃખી થાય છે, એટલુંજ નહિ પણ તેના દુરાગ્રહને લીધે તેના પતિને અમુક કામ કરવાની મરજી નહિ છતાં, પ્રેમબદ્ધ પ્રિયાનું મન મનાવવા બ-ળાત્કારે તે કરવાની જરૂર પડે છે, અને તેમાં ફળની પ્રાપ્તિ ન થતાં અણધારી પીડાઓ ભોગવવી પડે છે. કંઇ પણ કામ કરવામાં ફાયદો છે કે નુકસાન એ બાબતનો લાંબો વિચાર ન પહોંચે, તો તેમાં જેમ પોતાનો સ્વામી અભિપ્રાય આપે તેમ વર્તવું એ સ્ત્રીઓને સુખકારક છે. મૃગયા કરવી એ ક્ષત્રીનો ધર્મ છે, એ બાબતમાં સીતાની ઘણી હઠ ન ગણાય; પરંતુ જે મૃગ મારી લાવવાનો તેણે અત્યાગ્રહ કર્યો તે કોઇ કારમો—માયાવી બનાવટનો કપટ રૂપ છે, અને તેને હણતાં હાણ

થશે, એમ રામે સમજાવ્યા છતાં તેણે પોતાની હઠ છોડી નહિ, એ સીતા જેવી સમજુ અને પતિવ્રતા સ્ત્રીરત્નને ઘટારત નહોતું. આપણે ઉપર જોયું કે એજ મૃગ સીતાને અને રામને દુઃખનું મૂળ થઈ પડયો. ઉપરના ભપકાથી ભૂલાવો ખાતા પહેલાં ખૂબ વિચાર કરવો.

મૃગયા કરીને રામ લક્ષ્મણ પંચવટીમાં આવ્યા, અને ઝુંપડીમાં તપાસી જોયું તો સીતાને ન દીઠી, ત્યારે રામ ગભરાટથી રડવા લાગ્યા. લક્ષ્મણે રામનો અસાધારણ શોક જોઈ ધીરજ આપી, અને બેઉ ભાઈ સીતાના શોધ માટે આખા વનમાં આમથી તેમ ફરવા લાગ્યા. એવામાં ખબર મળી કે કોઈ પ્રચંડ દુષ્ટ રાક્ષસ એક હૈયાફાટ રડતી સ્ત્રીને ઉંચકીને દક્ષિણ દિશા ભણી ચાલ્યો ગયો છે. આથી રામ લક્ષ્મણ તે માર્ગે શોધ કરતા કરતા ઋષ્યમુક પર્વતની તળેટીમાં ગંગા સરોવરની નજીક આવી ચઢયા. ત્યાં તેમને હનુમાન નામે બળવાન્ વાનર મળ્યો, તેને પોતાની સવિસ્તર હકીકત જણાવી. પછી રામે હનુમાનને આ વનમાં ફરવાનું કારણ પૂછ્યું; ત્યારે તે કહેવા લાગ્યો કે, "અહિંથી થોડે છેટે આ પર્વત ઉપર કિષ્કિંધા નામે અમારા વાનરોનું મોટું નગર છે, તેમાં વાળી નામનો અમારી જાતનો રાજા રાજ્ય કરે છે. એ વાળીનો ભાઈ સુગ્રીવ રાજભાગની તકરારને લીધે પોતાના ભાઈની સાથે લઢી હારીને બહારવટે નીકળ્યો છે, તે આ ઋષ્યમુક પર્વતની ખીણમાં સંતાઈને છાનો રહે છે. એ સુગ્રીવનો હું મુખ્ય પ્રધાન છું, અને મારૂં નામ હનુમાન છે." વાતચીત ઉપરથી રામના સમજવામાં આવ્યું કે હનુમાન ઘણો બળવાન્, બુદ્ધિમાન્ અને ખટપટિયો છે, તેથી તેમણે તેને કહ્યું કે "અમે પણ તારા રાજાની પેઠે દુઃખિયા રાજપુત્ર છીએ. માટે જો તું અમને તેની પાસે

તેડી જાય તો આપણે ખુલાસા સાથે વાતચીત કરી એક બીજાનું દુઃખ ટાળવા યોગ્ય ઉપાય કરીએ." હનુમાને ઘણી ખુશીથી તેમનું કહેવું કબૂલ કરી તેમને સુગ્રીવની પાસે લઈ જઈ તેની સાથે મુલાકાત કરાવી. રામ લક્ષ્મણ રાજવંશી છે અને ધનુર્વિદ્યામાં ઘણા કુશળ છે, એમ જાણી સુગ્રીવે તેમની મિત્રાચારી બાંધી. તે સમયે દક્ષિણ દેશમાં ધનુર્વિદ્યાનો પ્રચાર ઘણોજ ઓછો હતો. તે લોકો પથરા, કાંકરા અને લાકડીથી સામાસામી વઢતા. રામ લક્ષ્મણને તીર મારવાના કામમાં ઘણા કુશળ જોઈ સઘળા વાનરો તેમને સ્વાધીન થયા, તથા તેમનાથી ડરવા લાગ્યા. રામે પણ તેમના ઉપર પોતાનો દાબ પાડવામાં કાંઈ કસર રાખી નહિ. રામની સહાયતાથી સુગ્રીવે વાળીની સાથે યુદ્ધ મચાવ્યું. આ લઢાઈમાં રામે ઝાડને ઓથે છુપા રહી ધનુષ્ય ઉપર ચઢાવેલું બાણ ઓચિંતું વાળીના ઉપર ફેંક્યું; તે તેના મર્મસ્થાનમાં વાગવાથી તમ્મર ખાઈ ઝટ ભોંય ઉપર પડી થોડી વારે મરણ પામ્યો. વાળીએ મરતાં મરતાં ક્ષત્રીપુત્રને નહિ છાજતા આપસ્વાર્થ સારૂ રામે કરેલા કપટને માટે તેમને ન્યાયપૂર્વક ઘણો ઠપકો દીધો. પછી કિષ્કિંધાનું સઘળું રાજ્ય, વાળીની સ્ત્રી તારા, તથા તેનો પુત્ર અંગદ એ સર્વ સુગ્રીવને તાબે થયાં. રામની આજ્ઞાથી તારાને સુગ્રીવે પોતાની રાણી કરી. * રામની સહાયતાથી સુગ્રીવને કિષ્કિંધાનું રાજ્ય

* રામે એવો ન્યાય કર્યો કે તારા એ કાંઈ વાળીની સ્ત્રી નથી, પણ રાજ્યની પટરાણી છે; માટે તેના પુત્રપૌત્ર સિવાય બીજો જે ગાદીપતિ થાય તેની તે રાણી ગણાય. આ ન્યાય કેટલાક વાનર યોદ્ધાઓને તથા ખુદ તારાને રૂચ્યો નહિ; પણ 'રામ જે કહે તે સત્યજ હોય;' એવો ભાવ તેમના મનમાં સજડ થયો હતો, તેથી બધાંએ તે માન્ય કર્યો.

મળ્યું, તેનો બદલો વાળવા સુગ્રીવે રામની સ્ત્રીની શોધને માટે વાનરોને આજ્ઞા આપી. તેમાં મુખ્ય હનુમાન હતો. તેણે રામની પાસેથી સીતાની ઓળખાણને માટે નિશાની લીધી. થોડી મુદતમાં હનુમાન દક્ષિણ સમુદ્ર તરીને લંકામાં ગયો.

રામનો વિયોગ થયે લગભગ દશ અગિયાર માસ થવા આવ્યા પણ કંઈ પત્તો ન મળ્યો, તેથી સીતાએ અશોકવાડીમાં પોતાનો પ્રાણ ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો અને મધ્યરાત્રીને સમયે સઘળી ચોકીદાર રાક્ષસીઓ નિદ્રાવશ થએલી જોઈ, ચારે પાસથી કાષ્ટ એકઠાં કરી બળી મરવાને ચિતા ખડકી અગ્નિ સળગાવી, પરમેશ્વરની પ્રાર્થના કરવા લાગી કે, "હે પ્રભુ ! મેં કોઈ જન્મે અઘોર પાપ કર્યાં હશે, તે સિવાય પતિવિયોગનું આવું દુઃખ મને પડે નહિ. મારાં કરેલાં કર્મની શિક્ષા તેં વાજબી રીતે કરી હશે, માટે હું તારો પાડ માનું છું; અને મરતાં મરતાં છેવટે એટલી વિનંતિ કરૂં છું કે, હવે પછી હું જ્યાં જન્મું, ત્યાં મારા પતિ શ્રી રામચંદ્રજી થાય અને હું તેમની વગર મૂલ્યની દાસી થઈ રહું. મારા પ્રાણાધાર પતિ જ્યાં હોય, ત્યાં તેમને આરોગ્ય રાખવા હું મારા ખરા અંતઃકરણથી તારી સ્તુતિ કરૂં છું, તે ધ્યાનમાં લેજે !" એમ કહી સીતા ચિતામાં પ્રવેશ કરે છે, એટલામાં રામે શોધ કરવા મોકલેલો દૂત હનુમાન જે અત્યાર સુધી એક ઝાડ ઉપર છુપાઈ રહી આ બધી હકીકત જોતો હતો તે ઝટ તેની પાસે આવ્યો; અને તેને બળી મરતી અટકાવી, રામે પોતાના હાથની જે વીંટી નિશાની તરીકે આપી હતી તે તેના હાથમાં મૂકી. તે વીંટી જોઈ સીતા આશ્ચર્ય પામી પછી હનુમાને તેના (સીતાના) હરણ થયા પછીથી તે દિવસ સુધીનો

સઘળો હેવાલ તેને કહી સંભળાવ્યો. તે સાંભળી સીતાના મનમાં કેટલીક ધીરજ આવી. હનુમાને કહ્યું કે, “ માતાજી ! કંઈ ફિકર કરશો નહિ. વાનરોનું સૈન્ય લઈ મહારાજા રામચંદ્રજી થોડી મુદતમાં અહિં આવી આપને મળશે. પણ મારા અત્રે આવ્યાની તેમને ખાતરી થવા સારૂ કંઈ એંધાણી લેઈ જવા મને આપો. ” તે સાંભળી સીતાએ પોતાના માથાનો મણિ તેને કાઢી આપ્યો. હનુમાન જવાને તૈયાર થયો, તેવામાં અશોકવનના રક્ષકોના મનમાં કપટ ભાસવાથી તેને પકડી રાવણને સ્વાધીન કર્યો. રાવણે તેને જીવતાં બાળી મૂકવાની સખ્ત શિક્ષા કરી. એ શિક્ષા અમલમાં આણવાને રાક્ષસોએ તેના શરીર ઉપર તેલમાં બોળેલાં ગોદડાંના વીંટા બાંધી તે સળગાવ્યા. એવામાં લાગ આવવાથી તે કૂદીને રાવણના મહેલની અગાસીમાં થઈ છાપરા ઉપર જતો રહ્યો. ત્યાં તેને શરીરે બાંધેલા બંધ બળી જવાથી બળતો વીંટો છાપરે પડ્યો, અને મહેલ સળગી ઉઠ્યો. હાર-બંધ ઘર હોવાથી લંકામાં ભયંકર આગ લાગી. રાક્ષસો એ આગ હોલવવાના ગભરાટમાં પડ્યા. એવામાં લાગ જોઈ હનુમાન ત્યાંથી નાઠો, અને જે રસ્તે આવ્યો હતો તે રસ્તે કિષ્કિંધામાં રામની પાસે આવી પહોંચ્યો. ત્યાં લંકાની સવિસ્તર હકીકત રામને જણાવી સીતાના માથાનો મણિ તેમના હાથમાં મૂક્યો. રામે તેને ઘણી સાબાશી આપી. પછી રામના કહેવાથી સુગ્રીવે આસપાસના ડુંગરોમાંથી વાનરીસૈન્ય તૈયાર કર્યું, અને બધા ભેગા થઈ લંકા તરફ રવાને થયા. થોડી મુદતમાં દક્ષિણ સમુદ્રને કાંઠે આવી સૈન્યે પડાવ કર્યો. એવામાં રાવણનો ભાઈ વિભીષણ પોતાના ભાઈની સાથે અણબનાવ થવાથી રામને ત્યાં આવીને મળ્યો. રામને જય મેળવવાની આ એક

પહેલી જોગવાઈ પરમેશ્વરે હાંસલ કરી. સામે પાર લંકામાં સૈન્ય શી રીતે લઈ જવું એ વિચારમાં બધા પડ્યા. એવામાં નલ અને નીલ એ નામના બે વાનર ભાઈઓએ એક યુક્તિ શોધી કાઢી. તે એવી કે પાસેના રાનમાંથી ઝાડ, ઝાંખરાં અને પથરા મંગાવી પાણીમાં તરતો પૂલ તૈયાર કર્યો; અને તે પૂલ ઉપર થઈને સઘળું સૈન્ય સામે પાર લંકામાં ગયું. લંકાના કિનારા પરના સુવેળ નામે ડુંગર ઉપર પડાવ નાખી રામે અંગદ નામના બલિષ્ઠ વાનરને પોતાના એલચી તરીકે રાવણના દરબારમાં વિષ્ટિ કરવા મોકલ્યો. સીતા પાછી આપવા અંગદે રાવણને ઘણી શીખામણ દીધી, પણ તેણે માન્યું નહિ, આખરે યુદ્ધ જોડાયું, તેમાં રામે રાવણને તેના કુટુંબ સુદ્ધાં મારી જય મેળવ્યો.

પરસ્ત્રી પર કુદૃષ્ટિ કરી તેનું હરણ કરવાથી રાવણ સરખા અતિ પરાક્રમી, વિદ્વાન, અને અતિ ધનાઢ્ય રાજાને કુતરાને મોતે રણમાં મરવું પડ્યું; અને એના તથા એનાં સઘળાં કુટુંબીઓનાં મુડદાંને કાગડા, શિયાળ અને ગીધ જાતનાં પક્ષીઓએ કોતર્યાં, એટલું જ નહિ પણ તેમની સાથે સુલોચના સરખી નાજુક અને કોમળ અંગની હજારો અબળાઓને ભરજુવાનીમાં વિના અપરાધે જીવતાં બળી મરવું પડ્યું. લંપટ મનુષ્યોએ શીખામણ લેવાને માટે આ એક સરસ ઉદાહરણ છે.

પછી રામે લંકાનું રાજ્ય વિભિષણને આપ્યું, અને રાવણની પટરાણી મંદોદરીને વિભીષણની પટરાણી બનાવી.* અશોકવાડીમાંથી

* વાળીની સ્ત્રી તારાના સંબંધમાં રામે જેવો ન્યાય કર્યો હતો, તેવો જ ન્યાય આ વખતે મંદોદરીને માટે પણ કર્યો. આપણા લોકો

સીતાને તેડી લાવવા વિભીષણને હુકમ કર્યો. એટલે તે કેટલાક રાક્ષસોને સાથે લેઈ ત્યાં ગયો, અને સીતાને મંગળસ્નાન કરાવી, પાલખીમાં બેસાડી, વાજતે ગાજતે સુવેળુ ઉપર લાવ્યો. સીતા વેગળેથી રામને જોઈ પાલખીમાંથી નીચે ઉતરી, અને દોડતી દોડતી હર્ષભેર રામના ભણી ધસી; પણ રામે તેને પોતાની પાસે આવતાં અટકાવી કહ્યું કે, "પ્રિય! હું જાણું છું કે તું સતી છે, પણ જગતના લોકો મારા ઉપર અપવાદ મૂકશે કે રાવણને ઘેર ઘણા દિવસ રહેલી સ્ત્રીને રામે અંગીકાર કરી એવો તે સ્ત્રીજીત છે. માટે સર્વના મનમાં ખાતરી થાય કે તું શુદ્ધ છે એવો ઉપાય તારે કરવો ઘટે છે." રામનાં આવાં વચન સાંભળી સીતાને જરાએ માઠું ન લાગ્યું, અને તે અગ્નિમાં પેસવાને તયાર થઈ. સભામાં બેઠેલા સઘળા જણનાં મોઢાં એથી કરમાઈ ગયાં. પછી બધાનાં દેખતાં તે સળગતી ચિતાની આરપાર ચાલીને નીકળી ગઈ.+ સીતાનું આવું શુદ્ધપણું જોઈ રામસહિત સઘળા સભાજન ઘણા ખુશી થયા. પછી સૌની મર્યાદા છોડી રામ આસન ઉપરથી ઉઠી સીતાને ભેટ્યા, અને સન્માન સહિત પોતાની ડાબી બાજુ તરફ અર્ધે આસને બેસાડી. ચૌદ વર્ષનો અવધિ

જે પાંચ મહા સતીઓ ગણે છે, તેમાં રામે એ પ્રમાણે દિયેરવટું કરાવેલી બંને રાણીઓનાં નામ છે. તેથી તે વખતે એ ચાલ ઉત્તમ ગણાતો હશે એમ ધારી શકાય છે. એ પાંચ સતીઓનાં નામ—અહલ્યા, તારા, દ્રૌપદી, સીતા, અને મંદોદરી.

+ અંગ્રેજ સરકારનું રાજ્ય થતાં સુધી ગુન્હેગારોના નિર્દોષપણા માટે એવી જ રીતે તેમની પરીક્ષા કરવાનો ચાલ આ દેશમાં હતો. સહેજસાજ બાબતમાં પણ લોઢાનો તપાવેલો ગોળો ઝલાવતા.

પૂરો થયો માટે અયોધ્યામાં સઘળાં દુ:ખી થશે એમ ધારી ઉતાવળા હનુમાન વગેરે વાનરોને સાથે લઈ રામ લક્ષ્મણ નંદી ગામમાં આવી ભરતને મળ્યા. રામના આવ્યાની અયોધ્યાવાસીઓને જાણ થવાથી તેઓ સામા આવ્યા. સઘળી પ્રજા અને રાજકુટુંબીઓને રામના મેળાપથી અતિ હર્ષ થયો. વાજતે ગાજતે સઘળું સાજન રાજધાનીમાં આવી હળીમળીને સૌ સૌને સ્થાનકે વેરાઈ ગયું. પછી સારૂં મૂહુર્ત (અનુકૂળ દિવસ) જોઈ રામ ગાદીએ બેઠા, અને લક્ષ્મણ વગેરે ત્રણ નાના ભાઈઓ રામની આજ્ઞા પ્રમાણે વર્તવા લાગ્યા. રામના રાજ્યમાં પ્રજા એટલુંબધું સુખ પામી કે, આજ પણ જે રાજ્યનો વહિવટ સારી રીતે ચાલતો હોય, અને રાજા પ્રજા પરસ્પર પ્રેમભાવથી સુખી અને સંતોષી હોય તેવા રાજ્યને "રામરાજ્ય" કહે છે. આ સિવાય રામ અને સીતાનાં વખાણવા લાયક તથા શીખામણ લેવા જોગ ઘણાં કામો છે, પણ તેનો વિસ્તાર અત્રે કર્યો નથી. કારણ કે સમજુ વાંચનારને માટે તેમનું આટલું ટૂંકું ચરિત્રવર્ણન પૂરતું છે.

રામને રાજ્ય મળવાથી સીતા પટરાણી થઈ, પણ હજુ તેને સુખ ભોગવવાનો વખત ન આવ્યો. *જૂજ કારણથી સગર્ભા સી-

*અયોધ્યામાં એક ધોબીએ કાંઈ કારણસર તેની સ્ત્રીને મારવાથી તે રીસાઈને પોતાના બાપને ઘેર ગઈ હતી. ત્યાં કેટલાક દિવસ રહ્યા બાદ તેનો બાપ તેને સાથે લેઈ સાસરે મૂકવા ગયો, ત્યારે તેના ધણી ધોબીએ કહ્યું કે, "હું કાંઈ રામ રાજા જેવો સ્ત્રીજીત નથી કે પરબારે ઘેર ઘણા દહાડા સૂધી જઈ રહેલી સ્ત્રીને ઘરમાં દાખલ કરૂં. આ વાત રામના જાણવામાં આવ્યાથી લોકાપવાદ મટાડવાને તેમણે સીતાનો ત્યાગ કર્યો. આવી નજીવી બાબત ઉપરથી રામ જેવા ડાહ્યા મહારાજાએ એવું ક્રૂર કામ કરવું જોઈતું નહોતું.

તાને રામે વનમાં કાઢી મૂક્યા. ત્યાં તે બિચારી નિરપરાધી સતી વાલ્મીકિમુનિના તપોવનમાં આશ્રય પામી રહી. પણ પૂરે દહાડે તેને બે પુત્રો જોડે અવતર્યા. તે પુત્રોને જેમ ગરીબ વિધવા પોતાના બાળકોને ઉછેરે તેમ તેણે ઉછેરીને મોટા કર્યા. વાલ્મીકિ મુનિએ એમનાં નામ લવ અને કુશ એવાં પાડયાં; અને તે સમજણા થયા એટલે તેમને ધનુર્વિદ્યા શીખવી. જ્યારે તેઓ ચૌદ વર્ષની વયના થયા ત્યારે રામની સાથે યુદ્ધ કરી પોતાની મેળે પ્રસિદ્ધ થયા. પછી રામે તેમને તથા સીતાને અયોધ્યામાં તેડી આણ્યાં.

આટલાં આટલાં સંકટ સીતાને માથે પડ્યાં, તોપણ પોતાના સ્વામી ઉપરનો ખરા અંતઃકરણનો પ્યાર તેણે ન છોડયો. એ પરમ પવિત્ર સતીને હજાર વાર ધન્ય ! ! તેમ રામ પણ ઉદ્યોગ અને મહેનતથી જગપ્રસિદ્ધ થઈ, પોતાના એક પત્નીવ્રતથી ન ડગ્યા એ તેમનું કર્મ અતિ સ્તુતિપાત્ર છે. હજુ સુધી લોકો તેમને ઈશ્વરાવતાર માની તેમના ગુણ ગાય છે તે તેમના સદ્ગુણને લીધે જ. સત્યવાદિ રામ, લક્ષ્મણ અને સીતા પોતાના સદ્ગુણોથી આ પૃથ્વીમાં અમર થયાં છે. સ્ત્રી પુરૂષોએ સંસારમાં અવતરી શા શા ધર્મ પાળવા અને પરસ્પર શી રીતે વર્તવું, એ બાબતના ઉત્તમ વિચારો ભૂલી જવાથી આપણા દેશની હાલ દુર્દશા થઈ છે. દેશ સુધારવાનો પ્રથમ પાયો સ્ત્રીઓના હાથમાં છે. શાથી કે સઘળી બાળપ્રજા ઉછેરવી તેમના હાથમાં છે. છોકરાંના મન ઉપર નાનપણમાં જેવી અસર થાય છે, તેવી મોટા થયા પછી થતી નથી. જે દેશમાં સ્ત્રીઓ સુધરેલી છે, ત્યાં કોઈ પ્રકારનું અજ્ઞાન રહેતું નથી. કુસંપનું જોર વધ્યું કે દેશની ખરાબી જલદી થાય છે. જ્યાં સુધી ઘરમાંથી કુસંપ ખસ્યો નથી, ત્યાં સુધી

દેશમાંથી ખરાબી શી રીતે જાય ? અને સ્ત્રીઓ સુધર્યા સિવાય ઘરનો કંકાસ કેમ જાય ? પૂર્વે ભરતખંડમાં સ્ત્રીપુરૂષોની વચ્ચે કેટલો સંપ હતો, તે રામ અને સીતાનાં આચરણ ઉપરથી વાંચનારના લક્ષમાં આવશે. જ્યારથી આપણા દેશમાંથી સંપ ગયો, ત્યારથી આપણે બધું ખોઈ બેઠા છીએ. કુસંપ વધવાનું કારણ અજ્ઞાન છે. એ અજ્ઞાનનો ભાગ જ્યાં સુધી આપણા દેશની સ્ત્રીઓમાં વધારે છે ત્યાં સુધી દેશ આગળની પેઠે સુધરશે એમ ધારવું એ ધુમાડાના બાચકા ભરવા જેવું છે. માટે આ આખ્યાન વાંચનાર સઘળી બહેનોને મારી વિનતિ છે કે સીતાની પેઠે પાતિવ્રત્ય પાળી વિદ્યાનો વધારો કરો કે જેથી કુસંપનો નાશ થઈ, તમારી વૃદ્ધ માતાઓ જે સુખ ભોગવતી તે તમે તથા તમારી હવે પછી થનારી પ્રજા ભોગવો. તમારા મનમાં એમ જાણશો નહિ કે આપણા દેશમાં સતી સ્ત્રી એક સીતા જ થઈ છે; બીજી ઘણીએ છે પણ તેમાં દાખલો લેવા લાયક એનું આખ્યાન ઘણું સારૂં છે. તેમ જ આના પછી શરૂ થતું દમયંતીનું આખ્યાન પણ એવું જ બોધ લેવા લાયક છે. એ આખ્યાન ધ્યાન રાખીને વાંચશો તો માલૂમ પડશે કે આપણા પૂર્વજોનો દંપતીપ્રેમ કેવો ઉત્કૃષ્ટ હતો, અને હાલ તેની કેવી દુર્બળ સ્થિતિ થઈ છે ! !



# સીતાચરિત્રનો સાર.

## લલિત છંદ.

સુખદ સાર લ્યો આ નિબંધનો, ભગિનિયો ! હણો પાપબંધનો;
સુયશ આ ભવે તેથિ પામશો, પરભવે પિડા સર્વ વામશો. ૧
જનકરાયની પુત્રિ લાડકી, કનકથી હતી મોંઘિ જાનકી;
પરિજનો છતાં આપ સેવતી, પતિ અતિ પ્રિતે તે મહા સતી. ૨
ધનિ તણી અરે ઓ કુમારિયો ! શિદ ઉરે તમે ગર્વ ધારિયો ?
ફળ ભલું તમે શે ન લ્યો લણી ? પતિની સેવના વેઠ શી ગણી ? ૩
જનક* આપનો હોય શેઠિયો, કદિ મળ્યો પતિ હોય વેઠિયો;
જનનિને શિરે તાત છે મણી, નિજ શિરે મણી આપણો ધણી. ૪
વચન તાતનું પાળવા વને, વિચરવું થશે જાણિ નાથને;
કરગરી કહ્યું સાથ રાખવા, પતિવિપત્તિનો ભાગ ચાખવા. ૫
સજ થઈ અતિ સંગમાં જવા, પતિ તદા મુખે બોલતા હવા;
"પિયરનો પ્રિયે ! પંથ ઝાલ તું, મળિશ આવીને સુતનુ ! કાલ હું. ૬
પણ તને વને કષ્ટમાં ધરૂં, કદિ હું એમ તો ના પ્રિયે ! કરૂં;"
કથન ત્યાં કથે જાનકી તદા, "પતિ ન મારશો વાણિની ગદા. ૭
તમ વિયોગમાં સુખ ના મને, જીવન અર્પ્યું છે નાથ ! આપને;
સુખ પતિ તમે મૂર્તિમાન છો, મુજ તણા તમે પ્રાણ છો. ૮
કમળ ના ખિલે સૂર્યના વિના, પતિ વિના ખિલે તેમ પ્યારિ ના;
જળ વિના ટળે પ્રાણ મીનના, ત્યમ ટળે વળી સ્વામિહીનના. ૯
તજી વને જશો છોડિ સ્નેહને, નિકળું તો તજી દેહ ગેહને;

---

* પિતા.

અરર ! આવવા ના મને કહો ! પ્રથમ પાળિ શું મારવી ચહો ? ૧૦
રહિશ સંગ હું સ્વામિ આપને, નથિ જવું પ્રભો ! ઘેર બાપને;
પતિ જહીં તહીં મારૂં સાસરૂં, વિભવ ભોગને નાથ શું કરૂં ?" ૧૧
વિનવિને પતિ એમ લૈ રજા, સતિ ગઈ વને છોડિને મજા;
વસવું છોડિને બાગ બંગલે, જુવતિ નાથશું ચાલિ જંગલે. ૧૨
વનફળો વિષે માનિ સૂખડી, દિવસ કોઈ તો વેઠિ ભૂખડી;
પણ રહી નહીં એકલી સતી, ભગિની ! એથિ લ્યો નારિની નીતિ. ૧૩
પિયરમાં ઘણી નારિયો વસે, પતિગૃહે જવા કો દિ ના ધસે;
પછિ કહીંથી તો નાથ સંગમાં, દુર વિદેશમાં રે' ઉમંગમાં. ૧૪
સ્થિતિ થયેલિ એ હાલ નારિની, નીતિ ન તે લહે નાથ—પ્યારિની;
નિરખી ગ્રન્થ આ તે સુધારવા, વિનતિ મારિ છે ધર્મ ધારવા. ૧૫
પિયરમાં વસે જેહ નારિયો, જરૂર થાય છે તે નઠારિયો;
ભગિનિયો ! તમે તેથિ સાસરે, જઈ વસો સદા નાથ પાસ રે. ૧૬
વન વિષે વસી વાસ તે સિતા, વિકટ રાનમાં રે'તિ સુસ્મિતા;
દિલગિરિ જરી તે ન દાખતી, ખુશ રહી ખુશી નાથ રાખતી. ૧૭
હરિ ગયો પછી લંકનો ધણી, સતિ સમૂહની તે શિરોમણી;
ડગિ ન લાલચે રાણિ રામની, નિજ પતિ ભજ્યો એક ભામિની. ૧૮
મરણની ભીતિ ના ગણી જરી, છળથી ના ચળી ધૈર્યને ધરી;
શિયળ જાળવી જાનકી રહી, સતિ શિરોમણી શાસ્ત્રમાં કહી. ૧૯
જગ વિષે વડી કીર્તિ વિસ્તરી, સકળ ઠામમાં તે રહી ઠરી;
અચળ નામ એ બોધ આપવા, ઝળકિ છે રહ્યું ધર્મ સ્થાપવા. ૨૦
પણ વિલોકિ લ્યો હાલ નારિયો, સહજમાં રમે જૂઠ જારિયો;
છળ બળાદિની સામી શું ટકે, તરૂણિ મોહ જે પામતી ટકે. ૨૧

જરિક ઠીક હોયે મુખાકૃતિ, ભ્રાંતિ ન તો ધરે સ્વામિની રતી;
થનથનાટમાં થેકતી ફરે, લગિર લાજ તે કોની ના ધરે. ૨૨
હસતિ ડોલતી જાય મન્દિરે, પરપતી તણાં કાળજાં ચિરે;
જન વિષે કહે "જાઉં દર્શને," વિષય ભાવને ધારતી મને. ૨૩
કુશરૂ સાથ તે રંગથી રમે, પતિ વિટંબણા પાકની ખમે;
પતિ સમો બીજો દેવ કો નહિ, સુખદ શાસ્ત્રમાં શાખ એ કહી. ૨૪
સતિ તણો ખરો એક ધર્મ છે, અવર ધર્મમાં તો કુકર્મ છે;
જનકજા× સતી જે વિષે વડી, સુખદ પંથ તે પાળવો સહી. ૨૫
શઠ જનો ગમે તેમ શીખવે, પણ ઠગી જશો ના સ્ત્રિયો હવે;
સકળ શાસ્ત્રમાં વાંચીને જુવો, અવર પંથ છે મોહનો કુવો. ૨૬
દુખદ પંથની બાંધિ કંહિયો, જુવતીઓ જુઓ કેક વંહિયો;
પતિ ખરો ગુરૂ, ચૂડી કંહિયો, અવર તો ગુરૂ જાણ ગંડીયો. ૨૭
નવ તમે થશો નારિ ચંચળા, જમદૂતોતણી પામશો બલા;
પતિ પુજી સદા શ્રીમહેશને, સમરિ શુદ્ધિ દ્યો ચિત્તદેશને. ૨૮
સકલ દૈત્યને રામ મારિને, ફરિ લઈ વળ્યા ઘેર પ્યારીને;
પણ પછી તજી અલ્પ દોષથી, જનકજા વને કાંક રોષથી. ૨૯
વન વિષે ઘણું જાનકી રડી, સમરી નાથને તે ઘડી ઘડી;
નિજ કપાળને દોષ આપિયો, પણ ન સ્વામિનો દોષ ભાખિયો. ૩૦
સુશિલ એવિ એ સાધવી ભલી, જગતપાવની ગંગ નિર્મલી;
પતિનિ ભક્તિની એ મહાનદી, +રઘુજચંદ્રની કીર્તિ કૌમુદી.
સમય હાલનો જો વિચારિયે, કળિ થયો નકી એ ઉચ્ચારિયે;

× જનકની દીકરી=સીતા. + રઘુવંશમાં જન્મેલ ચંદ્ર=રામચંદ્ર.

પતિનિ શાખને સાંભળી [1]ભડે, હઠ વિંપ નહીં નારિયો હડે. ૩૨
પતિ કદી કરે અલ્પ ક્રોધ જો, [2]સમરને રચે નારિયોધ[3] તો;
અસત દોષ કે સર્વ ઠામમાં, કરિ ફજેતિ દે સર્વ ગામમાં, ૩૩
અવર દોષ છે નારિમાં વસ્યા, ચહિ ઉરે સહુ ચિત્તથી ખસ્યા;
સકળ નારિને શાખ આપવા, લગિરમાં કહ્યો સર્વ સાર આ. ૩૪
લલિત આ ચિત્ત ધારિને, દુષિત છંદને તો વિદારિને;
સફળ જન્મ હે બ્હેનિયો! કરો, જય કરી સદા પાપથી ડરો. ૩૫

## ગીતી.

ઉચિત અનુચિત વિચારી, સુખકર મતિ ધરિ પતિપદપ્રતિ ભક્તિ;
ભવભય લય કરનારી, ધારિ જગત્પતિ ભજેને યથાશક્તિ. ૩૬

---

૧ બીજવાય. ૨ લડાઈ. ૩ સ્ત્રી રૂપી યોદ્ધા.

# दमयंती.

---

દમયંતીની કથામાં સંસ્કૃત અને ગુજરાતી કવિઓએ હદ કરતાં વધારે અલંકારી વાણી વાપરી છે. તેમાં અસંભવિત કલ્પનાએ ઘણી છે, તેથી તે વાંચનારને માત્ર રસ ઉત્પન્ન થાય અને ગ્રંથ કરનારની વિદ્વત્તા માલમ પડે, તે સિવાય વધારે લાભ થતો નથી. મતલબ કે હદ કરતાં વધારે કલ્પિત વાતો લખવાથી તેમાં રહેલી ખરી વાત ઉપરથી ભરોંસો ઉઠી જાય છે. આમ કહેવાથી હું તે ગ્રંથકર્ત્તાને દોષ નથી દેતો; પરંતુ તેને આધારે લખેલા આ આખ્યાનમાં કોઈ જગોએ વાંચનારને અસંભવિત લાગે, તો તેને માટે મને દોષ નહિ દેવાની વિનંતિ કરૂં છું. અલંકારો બાદ કરતાં બાકી રહે, તે ખરી વાત લખવા મેં મારી અલ્પમતિ પ્રમાણે પ્રયત્ન તો કર્યો છે.

અસલના વખતમાં *વિદર્ભ દેશમાં કુંડિનપુર નામનું મોટું નગર હતું. તેમાં ભીમક નામનો ક્ષત્રી રાજા રાજ્ય કરતો હતો. તેની રાણી વજ્રાવતીને પેટે ચાર સંતાન થયાં: તેમાં ત્રણ કુંવર અને એક કુંવરી હતી. તે કુંવરીનું નામ દમયંતી પાડયું. એનું રૂપ અથાગ હતું, તેથી માતપિતાને તે ઘણી વહાલી લાગતી હતી. જેમ જેમ તે મોટી થતી ગઈ તેમ તેમ તેનું રૂપ ઘણું ખીલતું ગયું. જ્યારે તે આઠ વર્ષની થઈ ત્યારે તેને વિદ્યાભ્યાસ કરાવવા માંડયો. થોડાક વર્ષમાં એણે કેટલુંક સાધારણ જ્ઞાન મેળવ્યું. જેમ જેમ તે

---

* વરાડ.

મોટી થવા માંડી તેમ તેમ તેના જ્ઞાનમાં વધારો થવા માટે તથા રાજદરબારની રીત પ્રમાણે કેટલીક સરખી વયની અને કેટલીક પાકી ઉમ્મરની સમજુ અને સદ્ગુણી દાસીઓ સાથે ભીમકરાજાએ પોતાની વાડીના એકાંત મહેલમાં તેને રાખી. દમયંતી આ એકાંત જગોમાં પોતાની બ્હેનપણીઓ સાથે રહેવાથી, પોતાના અનેક વિચારો સખીઓને જણાવી તથા તેમના વિચારો જાણીને ઉપયોગી બાબતોનો અનુભવ મેળવવાનું જ્ઞાન દિવસે દિવસે વધારતી ગઈ. કંઇ કામ શીખતાં અથવા એકને એક બાબત વિષે વિચાર અથવા વાતચીત કરતાં જ્યારે એને કંટાળો ઉત્પન્ન થતો ત્યારે પોતાની સખીઓ જોડે બાગમાં હવા ખાવાને નીકળતી. ત્યાં ભાત ભાતનાં પુષ્પો અને વેલીઓ નજરે પડતાં. તે ઉપરથી પરમેશ્વરની અપાર બનાવટ ઉપર તેના મનમાં પવિત્ર વિચારો બંધાતા. સાંજની વખતે નિર્મળ આકાશમાં તારાઓની ગોઠવણ નિહાળતી તેથી ખગોળવિદ્યા સંબંધી સાધારણ જ્ઞાન અનાયાસે એને મળતું. યુવાવસ્થાના પ્રવેશથી જેમ એના શરીરના અવયવોમાં ફેરફાર થવા માંડ્યે તેમ તેમ તેના મનનું વલણ પણ બદલાવા માંડ્યું. અત્યાર સુધી જે વિચારો ઉપર તેનું લક્ષ બિલકુલ જતું નહોતું તે વિચારોનો પ્રવેશ સ્વાભાવિક રીતે એના મનમાં થવા માંડ્યો. તે પોતાની સખી કેશવીને કહેવા લાગી કે, “બહેન ! દીકરીઓ ઉમ્મરલાયક થાય ત્યારે સ્વયંવરમાં પોતાના મનગમતા વરને પરણી સાસરે જાય, એ સમાન બીજો એકે મોટો લાવો નથી એમ મને લાગે છે. માબાપને ઘેર ગમે તેટલું સુખ હોય, પણ પોતાના સ્વામીના ઘરના સાધારણ સુખથી જે સંતોષ ઉત્પન્ન થાય તેવો ત્યાં નહિ થતો હોય. સંસારની ગતિ કેવી વિચિત્ર જણાય છે? જો ને, આ ચકવો ચકવી પક્ષી છે; પરંતુ પો-

તાના માળામાં બેસી આનંદથી કેવી કીલકિલારી કરે છે! બહારથી દાણા વીણી લાવી બેઉ જણાં પોતાનાં બચ્ચાંને ખવડાવે છે, અને એક એકના સામું જોઈ જાણે મશ્કરી કરી ચાંચે ચાંચ મેળવી કંઈ વાતો કરતાં હોય એમ લાગે છે. કોઈ ધનવાન્ મનુષ્ય જેટલું સુખ માણતો હોય તેટલું સુખ એ ભોગવે છે. બહેન! મને પરણવું ઘણું સારૂં લાગે છે; પણ તે સંબંધી ઊંડો વિચાર કરૂં છું તો માલૂમ પડે છે કે એ કામ સહસા કરવાનું નથી. 'લગ્ન કરવું' એ શબ્દનો અર્થ 'મળી જવું' એમ થાય છે. એક વસ્તુ બીજાની સાથે મેળવવી તે પ્રત્યેકમાં સરખા ગુણ હોય તો જ મળી જાય છે; નહિ તો ગળીને એક દાળમાં પાણી રેડીને દેવતા ઉપર ચડાવીએ છીએ, તે ગળીને એક રસ થઈ મળે તો તેનો સ્વાદ મીઠો થાય છે; પણ કૂચાપાણી જુદા રહેવાથી તે ખાતાં કંઈ લહેજત આવતી નથી. તેમ જ વગર વિચારે માબાપ ગમે ત્યાંથી કોઈ વર શોધી કાઢી લાકડે માંકડું વળગાડી દે તે પરણવામાં પણ કંઈ ભલીવાર થાય નહિ. એના કરતાં તો કુંવારા રહેવું ઘણું જ સારૂં છે. શાથી કે એક વખત હસ્તમેળાપ થયા એટલે જીંદગાની સુધી શાસ્ત્ર પ્રમાણે પતિના સારા નરસા કર્મના ફળની ભાગિયણ સ્ત્રીએ થવું જોઈએ. માટે હાથે કરી દીવો લઈ કૂવામાં ન પડવું એવી ડાહ્યા માણસોની જે કહેવત છે તે મને ખરેખરી લાગે છે. જો બહેન! મારા મનમાં એ સંબંધી વિચારો ઘણા ઘુંટાવા લાગ્યા છે. મારા સાંભળવામાં આવ્યું છે કે નિષધદેશમાં વીરસેનનો પુત્ર નળ નામનો મહા પરાક્રમી રાજા રાજ્ય કરે છે. પોતાનો પિતા મરી જવા પાછી હાલ વીસ બાવીશ વર્ષની ઉમ્મરમાં તે ગાદીપતિ થયો છે. એની પ્રખ્યાતિ સઘળા દેશમાં ફેલાઈ છે. ધનુર્વિદ્યામાં તે ઘણો કુશળ છે, અને બીજી વિદ્યામાં પણ બહુ નિપુણ છે. તેમ જ

ક્ષમાવાન્, ઐશ્વર્યવાન્ ગંભીર અને કાંતિમાન્ છે. એની મુખમુદ્રા એવી મનોહર અને ભવ્ય છે કે સદ્ગુણી મનુષ્યોને તે અતિ પ્રિય લાગે છે, અને દુર્ગુણી દુષ્ટ માણસો તથા શત્રુઓ એને જોઈ થરથર કંપે છે. એકંદરે સઘળા ક્ષત્રીય ગુણોથી સંપૂર્ણ એ નળરાજા હજુ સુધી પરણ્યો નથી. તે પોતાને લાયક સદ્ગુણવાળી, ભણેલી, ડાહી, અને રૂપાળી કન્યાને ઇચ્છે છે. વળી મેં એમ પણ સાંભળ્યું છે કે કોઈએ તેની આગળ મારાં વખાણ કર્યાં છે, તેથી મને પરણવાની ઇ-ચ્છા રાખે છે. કેશવી! મેં તેને જોયો નથી; પણ તેના ગુણો સાંભ-ળવાથી મારું અંતઃકરણ સાક્ષી આપે છે કે નળને વરાય તો ઘણું સારૂં. મારી ઉંમર સોળ વર્ષની થવા આવી; પરંતુ માતાપિતા મારા લગ્ન વિષે કંઇ વિચાર કરતાં હોય એવું હજુઃ સુધી જણાતું નથી. આપણને જે જોઈએ તે મારા પિતા મોકલાવી દે છે, અને અતિશય પ્યાર રાખે છે; તોપણ મારા મનનો ઉદ્વેગ દિવસે દિવસે વધતો જાય છે. હાલ વસંતઋતુ હોવાથી આપણા બાગમાં કેવી મજેની શોભા ખીલી ઉઠી છે! સુંદર ગુલાબ અને મોગરાના છોડ ઉપર પુષ્પો પોતાનાં મોઢાં વિકાશી સાયંકાળ થવાથી પશ્ચિમમાં આથમી જવાને ઉતા-વળ કરતા સૂર્યની સ્તુતિ કરતાં હોય એમ જણાય છે. બહેન! જો ને કોમળ કેળના સ્તંભોની સાથે માલમીની વેલીઓ ખરા ઉમળકાથી કેવી ભેટી છે!!"

એવી રીતે મનથી પરિતાપ કરતી દમયંતી બેશુદ્ધ જેવી થઈ પડી તે જોઈ કેશવી તેને કહેવા લાગી કે, " બહેન! આમ છેક અધીરાં શું થાઓ છો? સમય આવ્યે શું નથી મળતું? મેં એક દિવસ સાંભળ્યું હતું કે તમારા પિતા તમારો સ્વયંવર કરવાનો વિચાર

ધારે છે. એમ હામલશો માં, પરમેશ્વર સઘળું સારૂં જ કરશે. તમારા મનનો મનોરથ પ્રભુ પોતે પૂરશે. ” એવી રીતે કેશવી દમયંતીને ધીરજ આપે છે, એવામાં બીજી સખીઓ દોડતી આવીને દમયંતીને કહેવા લાગી કે, “ બહેન ! જુઓ તો ખરાં, આપણી વાડીમાં આ સોનાના હંસપક્ષીઓનું ટોળું ઓચિંતાનું ઉડતું ક્યાંથી આવ્યું ? ” દમયંતીએ નીચે આવી નજર કરી તો કોઈ દિવસ નહિ દીઠેલાં એવાં વિચિત્ર પક્ષીઓ દીઠાં. તેથી પ્રથમની વાત વિસરી ગઈ, અને એનું ચિત્ત એ પક્ષીઓ પકડવામાં લાગ્યું. તે સખીઓને કહેવા લાગી કે, “ ચાલો, આપણે એમને પકડીએ. ” પછી એક એક કન્યા એક એક હંસ ભણી દોડી. તેમાં દમયંતી દોડતી દોડતી જે હંસની નજીક આવતી હતી, તે તેને મનુષ્ય સરખી વાણીથી કહેવા લાગ્યો કે, “ હે દમયંતી ! નિષધદેશમાં અશ્વિનીકુમાર સરખો જુવાન અને રૂપમાં જેનો જોટો નથી એવો નળ નામનો રાજા છે, તેના સિવાય બીજું કોઈ મનુષ્ય અમને અડકી પણ નહિ શકે, માટે અમને પકડવાની જો તારી ઇચ્છા હોય તો તું તેની સ્ત્રી થા. એમ કરે તો જ તારો જન્મ અને આ તારૂં સ્વરૂપ સફળ થાય. અમે દેવ, મનુષ્યો અને રાક્ષસો સઘળા જોયા છે, તેમાં નળની બરોબર રૂપાળો, ગુણવાન્, અને શૂરવીર કોઈ પુરૂષ નથી. જેમ સઘળી સ્ત્રીજાતિમાં તું રત્ન જેવી છે, તેમ પુરૂષજાતિમાં નળ રત્ન રૂપ છે. માટે તમારા બેઉની જોડ ઘણી સારી થશે. ” હંસનું બોલવું સાંભળી ખુશી થએલી દમયંતી તેને કહેવા લાગી કે, “ હે હંસ ! તું મને જેમ કહે છે તેમ નળને ત્યાં જઈ તેને પણ કહેજે. ” તે સાંભળી હંસે નિષધમાં જઈ નળની સમીપ દમયંતીના ગુણ અને રૂપનાં વખાણ કર્યાં.

હંસના જવા પછી જેમ ધૂંધવતા અગ્નિ સાથે ઘાસનો સંયોગ થવાથી સળગી ઉઠે, તેમ નળના ગુણ સાંભળવાથી દમયંતીનો પરિતાપ જાગૃત થયો. તેને ખાવું પીવું તથા નિદ્રા કરવી કાંઈ ગમતું નથી. નળને મળવાના વિચારમાંજ તેનું મન ઘૂંટાએલું રહેવાથી દિવસે દિવસે શરીર સુકાવા લાગ્યું. આ વાત ભીમકરાજાના જાણવામાં આવ્યાથી તેમ થવાનું કારણ તેની સખીઓને પુછ્યું. તેના જવાબમાં એવી ખબર મળી કે 'નિષધદેશના નળરાજાના રૂપ ગુણનું વર્ણન સાંભળવાથી કુંવરીનું મન તેનામાં લાગ્યું છે, અને તેથી તે દિવસે દિવસે સુકાતી જાય છે.' તે સાંભળી ભીમકે વિચાર્યું કે, કુંવરી હવે ઉંમર લાયક થઈ માટે તેને યોગ્ય વર ખોળી લગ્ન કરાવવું. એવો નિશ્ચય કરી સ્વયંવર રચવો ઠરવ્યો. દિવસ મુકરર કરી દેશ દેશના રાજાઓને કંકોત્રી મોકલી સૈન્ય સુદ્ધાં કુંડિનપુરમાં તેડાવ્યા. દમયંતીના રૂપગુણની ખ્યાતિ બધે ફેલાયેલી હતી તેથી ઘણા રાજાઓ હરખભેર આવી પહોંચ્યા.

હંસના મોંથી દમયંતીના ગુણ સાંભળતાં દમયંતીમાં ચિત્ત લાગવાથી નળરાજા રાજકાજમાંથી મન કાઢી નાખી બહાવરા જેવો સજ્યામાં આળોટતો હતો, તેવામાં છડીદારે ખબર આપી કે, " મહારાજ ! વિદર્ભદેશથી આવેલો કોઈ બ્રાહ્મણ આપના દ્વાર પાસે ઉભો છે; અને તેણે આ પત્ર આપને નિવેદન કર્યો છે. " છડીદારનું વચન સાંભળી નળ પથારીમાંથી ઝડપથી ઉઠીને બેઠો થયો, અને આવેલો પત્ર હાથમાં લઈ વાંચતાં, તે દમયંતીના સ્વયંવરની કંકોત્રી માલમ પડી તેથી તેને ઘણો હર્ષ થયો. પછી પેલા બ્રાહ્મણને બોલાવી સત્કાર કરી ઘણું ધન આપ્યું, અને સેનાપતિને પાસે તેડી આજ્ઞા કરી કે,

"વિદર્ભદેશ પ્રત્યે દમયંતીના સ્વયંવરમાં જવું છે, માટે ચતુરંગીસેના ઝટ તૈયાર કરો." સઘળી તૈયારી થયા બાદ તે વાજતે ગાજતે વિદર્ભ દેશ ભણી ચાલ્યો. કુંડિનપુર થોડે છેટે રહ્યું, એવામાં નળને મોટું સંકટ આવી પડ્યું. નારદમુનિના કહેવાથી ઇંદ્ર, યમ, વરૂણ અને અગ્નિ નામના ચાર દેવતા દમયંતીને પરણવાની લાલચે સ્વયંવરમાં આવતા હતા, તેમણે નળને દીઠો. એનું રૂપ જોઈ તે દેવોએ નક્કી ધાર્યું કે "નિશ્ચય દમયંતી આને જ વરશે. માટે આપણે એક યુક્તિ રચીએ". પછી વેષ બદલીને તેઓ સત્યવાદિ નળની કને આવ્યા અને યાચના કરવા લાગ્યા કે "અમે અતિથિ છીએ, માટે અમારે તારી પાસે કંઈ માગવાની ઇચ્છા છે તે તું અમને આપ." નળે અભ્યાગત જાણી જે માગે તે આપવાની હા પાડી. ત્યારે દેવતાઓ બોલ્યા કે "હે નળરાજા ! અમે ચારે જણ ઇંદ્ર, વરૂણ, યમ અને અગ્નિ એ દેવતા છીએ. દમયંતી સાથે પરણવાની અમને લાલસા છે, માટે તું અમારો દૂત થઈ તેની પાસે જા, અને ત્યાં અમારાં વખાણ કર કે અમારા ચારમાંથી ખુશીમાં આવે તેને વરે." દેવતાનું બોલવું સાંભળી નળરાજા હાથ જોડી તેમને કહેવા લાગ્યો કે, "તમારા મનમાં જે મતલબ છે તેજ મારા મનમાં પણ છે, માટે મને મોકલવો યોગ્ય નથી; કેમકે કોઈ પુરૂષ જે સ્ત્રીની સાથે પોતાનો વિવાહ થવાની ઇચ્છા રાખતો હોય, તે બીજાનું દૂતપણું કરી શકે નહિ. મારો અપરાધ ક્ષમા કરો." દેવતાઓ બોલ્યા, "હે નૈષધ ! હે સત્યવાદિ રાજા ! તમારા કહેવા પ્રમાણે હું કરીશ એમ કહ્યા છતાં હવે ફરી જવું તને ઘટારત નથી." તે સાંભળી નળરાજા બોલ્યો "મહારાજો ! દમયંતીના ઘરને ઘણી સખત ચોકી છે, તેમાં મારાથી શી રીતે પેસાય ?" ત્યારે ઈંદ્રે કહ્યું, "દમયંતીના ઘરમાં જતાં કોઈ જાણે નહિ

એવી શક્તિ મેં તને આપી છે, માટે કોઈ દેખશે નહિ." તે સાંભળી છેવટે નળને દમયંતી પાસે જવાનું કબૂલ કરવું પડ્યું. સૈન્યને કુંડિનપુરની ભાગોળે ઉતારી, એકલો નળ છાનોમાનો દમયંતીના ઘર પ્રત્યે ગયો. ત્યાં તે તરૂણીને જોઈ એને મોહ ઉત્પન્ન થયો, પણ પોતાનું સત્ય જાળવવા મનને કબજે રાખી રહ્યો. નળનું રૂપ જોઈ તેના ભભકાથી કોઈ સખી અંદર આવવાનું કારણ એને પૂછી શકી નહિ. તેમ દમયંતી પણ મોહ પામી કહેવા લાગી કે, "મને મોહ ઉત્પન્ન કરનાર દેવતાઓના સરખા તમે કોણ છો? અને શી રીતે અહિંયાં આવ્યા? ચોકીદારોએ તમને કંઈ ન પૂછ્યું તેનું કારણ શું?" દમયંતીનું બોલવું સાંભળી નળ કહેવા લાગ્યો કે, "હું દેવતાઓનો દૂત છું; ઈંદ્ર, અગ્નિ, વરૂણ અને યમ એ ચાર દેવતાઓ તને પરણવા ઈચ્છે છે. તેમણે પોતાના દૂત તરીકે મને તારી પાસે મોકલ્યો છે, અને તેમના પ્રભાવથી તારા ઘરમાં પેસતાં કોઈ રક્ષકો મને રોકી શકયા નહિ. હું તારા ભલાને માટે તને એટલી વિનંતિ કરૂં છું કે, કોઈ પણ મનુષ્ય જાતિને અંગીકાર ન કરતાં એ ચાર દેવતાઓમાંથી તારી ખુશીમાં આવે તે એકને વરીશ તો તારો જન્મ સફળ થશે; કારણ કે મનુષ્ય કરતાં દેવતાઓ પરાક્રમી, લાંબા આયુષ્યવાળા, અને વિશેષ ધનવાન્ છે." તે સાંભળી નળને વિષે આતુર થએલી દમયંતી બોલી કે, "હંસને મોઢેથી મેં નળના ગુણ સાંભળ્યા ત્યારથી મનથી હું તેને વરી ચૂકી છું." ત્યારે નળે કહ્યું કે, "અરે! એ તો દેવતાઓના પગની રજ બરોબર પણ ન પોષાય. કદાચિત્ તું એમનો તિરસ્કાર કરી નળની સાથે લગ્ન કરીશ તો તેઓ તને વિઘ્ન કરવાને ચૂકશે નહિ. મનુષ્યે સહસા કરેલું કામ પરિણામે દુઃખરૂપ થાય છે. માટે મારૂં કહેવું ધ્યાનમાં લેવા જેવું છે." દમયં-

તીએ કહ્યું, "ગમે એટલું દુઃખ આવી પડે તોપણ સત્યવાદિ મનુષ્યો પોતાના ખરા અંતઃકરણથી નિશ્ચય કરેલો સંકલ્પ ચૂકતા નથી. નળ-રાજા મને નહિ વરે તો હું અગ્નિમાં પેશીને અથવા ઝેર ખાઈને કે ગળે ફાંસો ઘાલીને દેહ પાડીશ, પરંતુ બીજાને નહિ વરૂં. માટે આપ ગમે તે હો, પણ હવે એ વિષે વધારે બોલવા કે સાંભળવા હું ઇચ્છતી નથી. તમે જ્યાંથી આવ્યા હો ત્યાં જલદી પાછા જવું ઘટે છે." આવાં વચન સાંભળી નળે દેવતાઓની કને આવી સઘળી બીના તેમને જણાવી. પોતાનો સ્વાર્થનો ત્યાગ કરી પરોપકાર કરવામાં નળને નિશ્ચયબુદ્ધિવાળો જોઈ, તેઓ તેના ઉપર ઘણા પ્રસન્ન થયા અને તેને સારાં વરદાન આપ્યાં.

ભીમકે સાંભળ્યું કે નળરાજા સૈન્ય સુદ્ધાં ભાગોળે આવ્યા છે; એટલે તુરત સામા જઈ માનભેર નગરમાં તેડી લાવ્યા. સઘળા ક્ષત્રી રાજાઓ દમયંતીના સ્વયંવરને માટે કુંડિનપુરમાં ભરાયા, તેથી દેવ-તાઓની અમરાવતી કરતાં પણ એ નગર અધિક શોભવા લાગ્યું. નીમેલે દિવસે સમય થયો ત્યારે ભીમક રાજાએ સર્વ રાજાઓને સ્વયંવર મંડપમાં આવવાને કહેવરાવ્યું, એટલે તેઓ ત્યાં આવીને અધિકાર પ્રમાણે પોતપોતાના મુકરર કરેલાં આસન ઉપર બેઠા. પછી દમયંતી માતપિતા અને ગુરૂની આજ્ઞાથી હાથમાં વરમાળા લઈ સ-ખીઓની સાથે મંડપમાં આવી. તેનું સ્વરૂપ જોવામાં આતુર થયેલા રાજાઓ આસન ઉપરથી ઉંચા થઈ એકી નજરે તેના ભણી જોઇ રહ્યા. તેની ચતુર સખી કેશવી દરેક રાજાને ઓળખાવતી આગળ ચાલતી હતી. જ્યારે તે નળરાજા પાસે આવી ત્યારે ત્યાં અટકી, અને તેને બરાબર ઓળખી તેના ગળામાં વરમાળ પહેરાવી જોડે

ઉભી રહી. તરત જ મંગળ વાજીંત્ર વાગવા માંડ્યાં અને આનંદ આનંદ થઈ રહ્યો. પછી ભીમક રાજાએ શાસ્ત્ર પ્રમાણે નળને કન્યાદાન આપ્યું. નળે બ્રાહ્મણ, સૂર્ય અને અગ્નિના દેખતાં પ્રતિજ્ઞા કરી કે, "હે દમયંતી ! તું દેવતાઓનો ત્યાગ કરી, સઘળા રાજાઓની સમક્ષ મને વરી માટે હું તારૂં કહ્યું માનીશ, અને તારો ત્યાગ નહિ કરૂં." દમયંતીએ પણ નળને કહ્યું કે, "હું તમારી સેવા કરીશ, અને તમારી મરજીથી વિરૂદ્ધ કદી નહિ વર્તું. આ લગ્ન જોઈ સત્યવાદિ રાજાઓ વખાણ કરતા કરતા પોતાને દેશ ગયા, અને અદેખાઓ બળવા લાગ્યા. કેટલાક દિવસ કુંડિનપુર નગરમાં રહ્યા પછી નળ રાજા દમયંતીને લઈ વિદર્ભ દેશ ગયો. પછી એ જોડું સલાહસંપથી રહી નાના પ્રકારનાં સુખ ભોગવવા લાગ્યું. પોતાની ખુશીથી એક બીજાને પસંદ કરી જોડાએલી જોડીને કદી અણબનાવ થતો નથી. કેટલેક વર્ષે દમયંતીને ઇંદ્રસેન નામનો એક કુંવર તથા ઇંદ્રસેના નામની એક કુંવરી થઈ.

નળના કાકાનો છોકરો પુષ્કર પોતાનો રાજભોગ ત્યાગ કરી જંગલમાં રહેતો હતો, તેને કળી નામના કોઈ દુષ્ટ પુરુષે ભમાવી એવી ઉશ્કેરણી કરી કે "રાજ્યમાં તારો હિસ્સો છે, તે છતાં તું ક્ષત્રી થઈ નાદાનની પેઠે આમ હાથ પગ જોડીને બેસી કેમ રહ્યો છું ? નળની પાસેથી રાજ્ય મેળવવાને પ્રયત્ન કેમ કરતો નથી ?" પુષ્કર કહેવા લાગ્યો કે, "ભાઈ મારી પાસે સૈન્ય નથી, તેમ દ્રવ્ય પણ નથી. મારાથી નળને શી રીતે જીતાય ? મારી મદદ કોણ કરે ? અત્યારે પ્રજા અને સઘળું લશ્કર તેને વશ છે," તે સાંભળી કળી બોલ્યો કે, "તું હિંમત હારીશ નહિ. દરેક માણસે સંસારનું સુખ મેળવ-

વાને ઉદ્યમ કરવાની જરૂર છે. ઉદ્યમ કર્યા સિવાય કંઈ સુખ મળતું નથી. સમય વિચારીને જે પુરૂષ યોગ્ય કામ આરંભે છે તેનો પરિણામે જય થાય છે. માટે તારી ખુશી હોય તો હું તને બતાવું તે પ્રમાણે તદબીર કર. તેથી તારો થોડી મહેનતે નક્કી જય થશે." પુષ્કરે પૂછ્યું, "ભાઈ, તે શી તદબીર છે? જરા મને કહે તો ખરો." કળીએ કહ્યું, "તને તે ખબર છે, તથાપિ હું કહું છું. નળરાજાને બાજી રમવાનો શોખ વધારે છે, અને રમતાં રમતાં જેમ વધારે હારે તેમ એને ચડસ વધતો જાય છે માટે તું એની સાથે પણ કરીને બાજી માંડ. તેમાં જો નળ હારે તો એનું રાજ્ય તને મળે, અને તું હારે તો તારી પાસે આપવા બીજું કંઈ અત્યારે જણાતું નથી, તેથી આ સોનાની મહોરો લાદેલો એક પોઠીઓ હું તને આપું છું તે પણમાં મૂકજે. હું અને મારો ભાઈબંધ તને એ કામમાં મદદ કરી નળને હરાવી આપીશું. પછી તારે જન્મારાનો કાંટો નીકળી જશે અને તું સુખેથી રાજ્ય કરીશ. તારી આણ નગરમાં વર્તાશે, એટલે નળને કોઈથી રખાશે નહિ તેથી તે જંગલમાં રઝળી રખડીને અંતે નાશ પામશે." કળીની આ વાત પુષ્કરના ધ્યાનમાં ઉતરી, તેથી તે બેઉ સાગ્રીતો તથા પોઠીને સાથે લઈ નળરાજાના નગરમાં આવ્યો. નળને ખબર પડી કે મારો ભાઈ આવ્યો છે એટલે તુરત તેને દરબારમાં તેડી આણ્યો, અને ઘણો સત્કાર કરી તેને પોતાની સાથે રહેવાનું કહ્યું. પુષ્કરે એ વાત નાકબૂલ કરી કહ્યું કે, "મારે તારી સાથે બાજી રમવાની ઇચ્છા છે." થોડી વાર સુધી નળે કશો જવાબ દીધો નહિ; પણ જ્યારે દમયંતીના સાંભળતાં પુષ્કરે વારંવાર એ માગણી કર્યા કરી ત્યારે નળે ગુસ્સે થઈ હારજીતનું પણ કરી બાજી આરંભી. એ વખતે પાસાઓની રમતમાં

ઉન્મત્ત થએલા નળરાજાને દમયંતી વગેરે કોઈ વારવાને સમર્થ થયું નહિ. તેના પ્રધાનો તથા ગામની પ્રજા દ્યૂત અટકાવવાની અરજ કરવાને દરબારના બારણા નજીક આવ્યા. તે જોઈ નળના રથ હાંકનાર વાર્ષ્ણેયે દમયંતીને કહ્યું કે, "હે દેવી! ધર્મનું તત્વ જાણનાર નળરાજાને હમણાં દ્યૂત રમવાનું વ્યસન વળગ્યું છે, તે નગરની પ્રજાથી સહન નહિ થવાથી કંઈ અરજ કરવાને દરવાજા પાસે આવી ઉભી છે, માટે એ વિષે તમે રાજાને ખબર આપો." તે સાંભળી નળના ભયંકર દુર્ગુણથી શોક પામેલી દમયંતીએ તેની પાસે જઈ ઘણી આજીજી સાથે પ્રજાની અરજ નિવેદન કરી; પણ તેણે કંઈ ગણકાર્યું નહિ. તેથી નિરાશ થએલી દમયંતી લમણે હાથ દઈ પાછી આવી. ખબર સાંભળી નગરની પ્રજાએ નક્કી કર્યું કે નળરાજાનું પુણ્ય પરવાર્યું; તે સિવાય તેને આવી ભૂંડી મતી સૂઝે નહિ. પછી સૌ પોતપોતાને ઘેર ગયા. દમયંતીએ વિચાર્યું કે 'જુગાર એ મનુષ્યનો કટ્ટો શત્રુ છે, સારા સારા રોજગારોથી મહેનત વડે મેળવેલું ધન એક પળમાં ખોઈ નાખવાની એ લત છે, એમાંથી જૂઠ, ચોરી વગેરે અનેક અવગુણની ડાળીઓ ફૂટે છે. આ સઘળું સમજવા છતાં સત્યવાદિ નળની મતિ જ્યારે ભ્રષ્ટ થઈ ત્યારે મને એમ લાગે છે કે નક્કી કંઈ ભારે દુઃખ આવવાનું.' એમ વિચારી દમયંતીએ બ્રહત્સેના નામની પોતાની દાસીને મોકલી વાર્ષ્ણેય નામના પોતાના સારથિને બોલાવી કહેવા લાગી કે, "ભાઈ વાર્ષ્ણેય! નળરાજા સદૈવ તારી સાથે સારી રીતે વર્તે છે, માટે હાલની તેમની અવળી હાલતમાં તારે તેમને સહાય કરવી ઘટે છે. અરે! જેમ જેમ પુષ્કર જીતે છે તેમ તેમ એમને દ્યૂત રમવામાં પ્રીતિ વધતી જાય છે, અને પાસા પુષ્કરની તરફેણમાં પડે છે. દ્યૂત રમવામાં મોહિત થએલા નળરાજા સ્નેહીનાં તેમજ મારાં

વચન પણ સાંભળતા નથી, તેથી હું એ મહાત્માનો દોષ નથી કાઢતી, પણ નસીબનો જ દોષ માનું છું. મારા પેટમાં ધાસ્તી છે કે એમનો પરાજય થશે ! હે સારથિ ! મારું ચિત્ત સ્થિર રહેતું નથી, અને મને એમ લાગે છે કે આગળ વખત ઘણો બારીક આવશે. માટે આ મારાં બેઉ બાળકોને રથમાં બેસાડી ઉતાવળો વિદર્ભદેશ પ્રત્યે જઈ, કુંડિનપૂરમાં મારા પિતાને સોંપ. પછી તારી ઇચ્છા હોય તો ત્યાં રહેજે અથવા બીજે જજે." દમયંતીનું કહેવું સાંભળી વાર્ષ્ણેય સારથિ પ્રધાનો પાસે ગયો, અને દમયંતીની કહેલી હકીકત તેમને કહી સંભળાવી. પ્રધાનોએ સમય વિચારી એની વાતને ટેકો આપ્યો, અને ઉતાવળથી તેમ કરવાને તેને રજા આપી. પછી વાર્ષ્ણેય રથ જોડી બેઉ બાળકોને અંદર બેસાડી જલદી વિદર્ભદેશ પ્રત્યે કુંડિનપૂરમાં ગયો, અને દમયંતીનાં બાળકો તથા અશ્વ સહિત રથ ભીમકરાજાને સોંપી, તેની રજા લઈને નળ રાજાનો શોક કરતો કરતો અયોધ્યા પ્રત્યે ગયો; અને ત્યાંના ઋતુપર્ણ રાજાની ઘોડારમાં નોકર થઈ રહ્યો.

આણી તરફ પુષ્કરે દ્યૂતમાં પવિત્ર યશવાળા નળરાજાનું સર્વ ધન તથા રાજ્ય જીતી લીધું; અને હસતાં હસતાં બોલ્યો કે, "હે નળરાજા ! હવે બાજી રમવામાં હારજીતમાં મૂકવાને દમયંતી સિવાય બીજું કંઈ તમારી પાસે રહ્યું નથી માટે તે મૂકો તો ફરી રમીએ." તે સાંભળી ક્રોધ પામેલા નળે કંઈ પણ ઉત્તર ન આપતાં પોતાના શરીર ઉપરથી સર્વ અલંકાર ઉતારીને પુષ્કરને સોંપ્યા, અને એક વસ્ત્ર પહેરી વનમાં જવાને ગામમાંથી રવાને થવા લાગ્યો. તે વખતે દમયંતી પોતાના હતભાગ્ય પતિને જતો જોઈને તેની પૂઠે ગઈ. પછી

તે સ્ત્રી પુરૂષ બંને ત્રણ દિવસ સૂધી નગરની પાસે રહ્યાં. નળને દેશવટો દેઈ પુષ્કરે ગામમાં દાંડી પીટાવી કે, ‘ રૈયતમાંથી કોઈ પણ માણસ એને કંઈ પણ આશ્રય આપશે તો તેને દેહાંતશિક્ષા થશે.’ તેથી તથા પોતે તેને વારવાને ગયા હતા પણ તેણે માન્યું નહિ એ બેઉ કારણોને લીધે, નગરની કોઈ પ્રજાએ તેને આશ્રય ન આપ્યો. પછી લાચારીએ ત્રણ દિવસનાં ભૂખ્યાં તરસ્યાં નળ અને દમયંતી ત્યાંથી નીકળી વનની વિકટ વાટે ચાલતાં થયાં. જતાં જતાં માર્ગમાં સોનેરી પાંખોવાળાં પક્ષીઓને જોઈ, ભક્ષને માટે તેમને પકડવાને નળે પોતે પહેરેલું વસ્ત્ર કાઢી તેમના ઉપર નાંખ્યું, તે લઈ તેઓ આકાશમાર્ગે ઉડી ગયાં. આથી નિરાશ થઈ નળરાજા નીચે મોઢે નવસ્ત્રો ઉભો રહ્યો, અને શરમાતો શરમાતો દમયંતીને કહેવા લાગ્યો કે, “ હે પ્રિયે ! જુગારરૂપી દુષ્ટ વ્યસને મારૂં ચક્રવર્તી રાજ્ય ખોવરાવ્યું એટલું જ નહિ, પણ આથી પ્રાણ કરતાં પણ અધિક વહાલી એવી નિષધ દેશની પ્રજાએ પણ મને આશ્રય ન આપ્યો, અને હું ભૂખ્યો તરસ્યો આ અંધાર વનમાં વસ્ત્ર વિના ઉભો રહેવાની હાલતે પહોંચ્યો ! ! હવે તારો તથા મારો નિર્વાહ શી રીતે કરવો તે મને સૂજતું નથી. આ અવળી હાલતને લીધે હું તારા ભલાને માટે કહું છું કે આ દક્ષિણ દિશા તરફ ઉજ્જેણી નગરી આગળ ચારે બાજુએ જવાના ધોરી રસ્તા છે. ફળફૂલની વેલીઓથી વીંટાએલા ઋષિઓના પવિત્ર આશ્રમો છે. વળી આ રસ્તો તારા પિયર—વિદર્ભ દેશ તરફ જવાનો છે.” નળનાં આવાં વચન સાંભળીને શોકાતુર થએલી દમયંતી નેત્રમાંથી આંસુ લાવી બીતી બીતી કહેવા લાગી કે, “ હે સ્વામી ! તમારા મનની ઇચ્છાનું વારંવાર ચિંતવન કરતાં મારૂં મન ઘણું ઉદ્વેગ પામે છે, તથા મારા શરીરના સર્વ અવયવો શિથિલ થઈ

જાય છે. અરે ! જેનાં વસ્ત્ર ત્યાગ થયાં છે, જે ભૂખ અને તરસથી પીડાય છે, અને જેણે પોતાનું સર્વસ્વ ખોયું છે, તેવા નિરાધાર પતિને નિર્જન વનમાં એકલા મૂકી મારા પિતાના ઘર પ્રત્યે હું કેમ જાઉં ? અરે ! હું મારો પ્રાણ આપીને આ ભયંકર વનમાં તમારા દુઃખમાં ભાગ લઈશ; કેમકે પુરૂષનો દુઃખરૂપ રોગ મટાડનાર સ્ત્રી સિવાય બીજું ઉત્તમ ઔષધ નથી. સ્વામીનાથ ! આ મારાં દીનવાક્ય સત્ય માનજો. " નળ બોલ્યો, " હે સુંદરી ! તું ખરૂં કહે છે, કારણ કે દુઃખથી પીડાતા પુરુષને સદ્‌ગુણી સ્ત્રી સમાન મિત્ર તથા ઔષધ બીજું કંઈ નથી. મારી પ્રાણપ્યારી પ્રિયા ! હું મારા પ્રાણનો ત્યાગ કરીશ, પણ તારો ત્યાગ નહિ કરૂં. તું એટલી બધી શંકા શા વાસ્તે કરે છે ?" દમયંતી બોલી, " મહારાજ ! જ્યારે તમે મારો ત્યાગ કરવા ઇચ્છતા નથી, ત્યારે વિદર્ભ દેશનો માર્ગ મને શા માટે બતાવો છો ? મને ખાત્રી છે કે તમે એમ કરો નહિ; પણ પાપી વિકારે તમારા ચિત્તને વ્યાકુળ કર્યું છે તેથી વારે વારે મારા પિયરનો માર્ગ બતાવી મારા શોકમાં વધારો કરો છો. જો તમારો એવો જ અભિપ્રાય હોય કે દમયંતી પિયર જાય, તો આપણે બેઉ વિદર્ભદેશ જઈએ. મારો પિતા તમારો સત્કાર કરશે. હવે કૃપા કરીને તમે મેં પહેરેલું અડધું વસ્ત્ર પહેરો." એ પ્રમાણે દીન થએલો નળરાજા દમયંતીએ પહેરેલું અડધું વસ્ત્ર પહેરી બોલ્યો કે, " સતી ! જેમ તારા પિતાનું રાજ્ય છે, તેમ મારૂં પણ છે. કદાપિ હાલ હું અવળી હાલતમાં આવેલો છું તો શું થયું ? પણ ત્યાં તો જવાનો નહિ. અરે ! હું સમૃદ્ધિવાળો અને તેને હર્ષ વધારનારો હતો, તે આજ કેવળ લાચાર તથા તેને શોકની વૃદ્ધિ કરનારો થયો છું. એવી સ્થિતિમાં ભીમકરાજાને ત્યાં કેમ આવું ?" એ રીતે એક બીજાના મનનું સમાધાન કરતાં નળ અને

દમયંતી બેઉ એક વસ્ત્ર પહેરી ભૂખ અને તરસથી પીડાતાં અંધાર વનમાં ચોતરફ ફરવા લાગ્યાં. આખરે જ્યારે છેક થાકી ગયાં ત્યારે એક ઝાડ નીચે જઈ બેઠાં. ત્યાં પાથરવાને ઘાસની સાદડી પણ જેની પાસે નથી એવો નળરાજા, કાંકરા અને કાંટાવાળી ભોંય ઉપર હાથનું ઓશીકું કરીને ઉઘાડે બરડે સુતો. સુકોમળ અંગવાળી દમયંતી પણ એ જ પ્રમાણે જમીન પર પડી. ભૂખ અને દુઃખથી શિથિલ થઈ ગઈ હતી, તેથી તે બીચારી થોડી વારમાં ઉંઘી ગઈ; પણ ભ્રમિત મનના નળરાજાને નિદ્રા આવતી નથી તેથી તે પડ્યો પડ્યો તર્કવિતર્ક કર્યાં કરે છે. "અરે હું શું કરૂં ? મને શી રીતે સુખ થાય ? દમયંતીનો ત્યાગ કરૂં તો હું સુખી થાઉં ? એ બિચારી મારે માટે બહુ દુઃખ ભોગવે છે ! હું એનો ત્યાગ કરીશ તો જ તે પોતાના પિતાને ત્યાં જશે. મારૂં રાજ્ય ગયું, પહેરવાનું વસ્ત્ર પણ પક્ષી લઇ ગયાં, અને ભૂખ, તરસ, તથા થાકથી શરીર પણ શિથિલ થઇ ગયું ! હવે શું હું પ્રાણત્યાગ કરૂં તો સુખી થાઉં ? અરે ! આ મારા પ્રાણથી વહાલી દમયંતી એને પિયર જશે તો કોઈ દિવસ પણ તેને સુખનો વારો આવશે. મારી જોડે તો નિશ્ચય એ દુઃખી થવાની !" એમ વારે વારે વિચાર કરીને ઉંઘતી દમયંતીનો આ અઘોર વનમાં ત્યાગ કરવો, એ જ નળે નક્કી કર્યું. એણે ધાર્યું કે સતી મારામાં પ્રીતિવાળી, સ્વધર્મને આચરનારી, મોટી ભાગ્યશાળી અને ભારે યશવાળી છે; માટે કોઇ પુરૂષ રસ્તામાં એકલી જાણીને એને બાધ કરી શકશે નહિ. એમ વિચાર કરી દમયંતીએ પહેરેલા વસ્ત્રનો અર્ધો ભાગ જે પોતે પહેરેલો હતો, તેટલું વસ્ત્ર ઉંઘતી સ્ત્રીના જાણવામાં ન આવે એવી રીતે કાપી લેઈ નિર્દય થઈ ગએલો નળરાજા પોતાની પતિવ્રતા અને કોમળ અંગવાળી અબળાને ભયં-

કર નિર્જન વનમાં એકલી મૂકી ચાલતો થયો. થોડે છેટે જવા પછી મન ખેંચાયાથી પાછો આવ્યો અને ઘણું રૂદન કરતાં વિલાપ કરવા લાગ્યો કે, " અરે રે ! ફાટેલું અર્ધું વસ્ત્ર પહેરેલી આ નિર્દોષ અબળા નિદ્રામાંથી ઉઠી મને દેખશે નહિ ત્યારે કેવી ગાંડી થશે ! અને આવા ભયંકર પ્રાણીઓથી ભરેલા વનમાં એકલી કેવી રીતે ફરશે ! ! " એવી રીતે વિલાપ કરીને તથા " ઇશ્વર તારી રક્ષા કરો " એમ બોલીને ફરી તેને મૂકીને ચાલતો થયો. પણ દમયંતીના નિર્મળ સ્નેહપાશથી તે એવો જકડાએલો હતો કે વારંવાર થોડે છેટે જઈ, પાછો ઉંઘતી સ્ત્રીની પાસે આવતો હતો. એમ ઘણા વખત સુધી સ્નેહ અને કુબુદ્ધિના તર્કવિતર્કમાં અથડાતાં આખરે દુર્બુદ્ધિનું જોર વધ્યું, અને ધર્માધર્મનો વિચાર કર્યા સિવાય તે કલ્પાંત કરતો કરતો જોરભેર ત્યાંથી દોડી અઘોર વનમાં જતો રહ્યો.

થોડી વારે જ્યારે દમયંતી ઉંઘમાંથી જાગી ત્યારે પોતાના પતિને નહિ દેખવાથી બેબાકળી ઉઠીને " હે મહારાજ ! હે નાથ ! હે સ્વામી ! " એવા શબ્દો મોટેથી બોલીને પોકાર કરવા લાગી. " હે પ્રાણનાથ ! આ મનુષ્ય વગરના વનમાં હું એકલી બીહું છું. તમે ધર્મના જાણનાર તથા સત્યવાદિ છો, અને મારા સ્વયંવરમાં ' તારો ત્યાગ નહિ કરૂં ' એમ કહ્યું છે, તે છતાં આવી દુઃખદાયક સ્થિતિમાં મારો ત્યાગ કેમ કરો છો ? પ્રભુ ! તમારા વિના હું એક મૂહુર્ત માત્ર પણ જીવી શકીશ નહિ ! તમે જો મારી હાંસી કરતા હો તો તેથી તમને જે આનંદ થયો હશે, તેનાથી સોગણો શોક મને થાય છે. હું ઘણી જ બીહું છું, માટે કૃપા કરીને તમારા સ્વરૂપનું દર્શન કરાવો ! ! અરે ! તમે ઝાડોની પાછળ છુપાઈ રહ્યા છો ? જો એમ હોય તો એ મોટા

ખેદની વાત છે કે હું તમારી સાથે વનમાં આવેલી છું, અને આવી રીતે વિલાપ કરૂં છું તે છતાં તમે નજીક આવીને મને શાંતિ કરતા નથી! હે રાજા ! હું મારા દેહનો તથા બીજા કોઇનો શોક કરતી નથી પણ મારા વગરના એકલા તમે કેમ કરશો, એવા વિચારથી તમારા સંબંધી શોચ કરૂં છું."

આવી રીતે વિલાપ કરી દુ:ખયુક્ત થએલી દમયંતી આમથી તેમ ચારે પાસ ફરવા મંડી. વનમાં કોઈ માણસ જાતને તે દેખતી નથી તેથી તથા ભયંકર પ્રાણીઓના શબ્દ સાંભળી, બીકથી દોડતાં પૃથ્વી ઉપર પડી જાય છે અને બેઠી થાય છે. એવામાં મોં વિકાશી માર્ગમાં પડેલા એક અજગરે એનો પગ ગળ્યો. એથી તેને શરીરે ઝેર ચઢવા માંડ્યું. તોપણ પોતાને માટે કશો શોક ન કરતાં પોતાથી વિખુટા પડેલા પતિને માટે તે સતિ ધાડા સ્વરથી રડવા લાગી. તેનું રૂદન સાંભળી એક પારધી એ વનમાં શિકાર કરતો હતો તે દોડતો દોડતો ત્યાં આવ્યો, અને હથિયાર વડે જાળવીને અજગરને ચીરી તે બાઇને છુટી કરી. પછી તેણે પાણી લાવીને અજગરના મુખથી ખરડાએલું દમયંતીનું શરીર ધોઈ નાંખ્યું, અને ફળફૂલ વગેરેનો આહાર કરાવીને તેને સચેત કરી. પછી તેને પૂછવા લાગ્યો કે, ' બાઈ તું કોણ છે, અને આ નિર્જન વનમાં શા માટે આવી છે ?" તેના જવાબમાં દમયંતીએ પોતાની સઘળી બીના તેને કહી સંભળાવી. અર્ધું વસ્ત્ર પહેરવાથી જેના શરીરનો કેટલોક ભાગ બરાબર ઢંકાયો નથી, એવી સુકોમળ નાજુક સ્ત્રીને જોઈ તથા તેની મધુર વાણી સાંભળી પારધી મોહ પામ્યો, અને ભાન ભૂલીને મર્યાદા વિરૂદ્ધ વચન બોલવા લાગ્યો. આથી દમયંતીને ઘણો ક્રોધ ચડ્યો, પણ પોતાને

જીવતદાન આપનારનું ભૂંડું ના થાય તો ઘણું સારૂં એવા વિચારથી કેટલીક વાર સુધી તે છાનીમાની બેશી રહી. પછી જ્યારે એનો એક આરો ન રહ્યો, ત્યારે તે ગુસ્સાથી આંખો લાલચોળ કરીને ક્રોધથી બોલી કે, " હે પ્રભુ ! જો મેં નળ સિવાય બીજો અન્ય પુરૂષ સ્વપ્નામાં પણ ન ઇચ્છ્યો હોય તો આ પાપી ચંડાળ તત્કાળ મૃત્યુ પામીને પૃથ્વી ઉપર પડો. " તે જ વખતે જેમ અગ્નિથી બળતું વૃક્ષ પૃથ્વી ઉપર પડે તેમ પારધી જમીન ઉપર પડયો. તેના મરવા પછી દમયંતી પાછી નળની શોધ કરતી ત્યાંથી આગળ ચાલી અને વૃક્ષોની ગીચ ઝાડીવાળા તથા મોટા મોટા પર્વતોની ગુફાઓમાં રહેતા સિંહ, વાઘ, રીંછ, વગેરે ભયંકર વનપશુઓની ગર્જનાથી ગાજી રહેલા મહા ઘોર વનમાં જઈ ચડી. ઘણે દૂર જવા પછી એક નદી આવી. ત્યાં કોઈ વટેમાર્ગુઓનો કાફલો સામે પાર જતો તેણે જોયો, તેથી તેમનો સંગાથ કરવાને ઉતાવળથી નદી ઉતરીને તેમને જઈ મળી. જેનું શરીર સૂકાઈ ગયું છે, મોઢાની કાંતિ ફરી ગઈ છે, ઉઝરડા ભરાયાથી અંગ લોહીલોહાણ થઈ ગયું છે, માથાના કેશ છૂટી વીખરાઈ ગયા છે, તથા તેમાં પુષ્કળ ધૂળ ભરાઇ છે, ને જેણે અર્ધું વસ્ત્ર પહેર્યું છે, એવી દમયંતીને જોઈ તે કાફલામાંનાં માણસો ભયભિત થઈ નાસવા લાગ્યાં. કેટલાક તેની મશ્કરી કરવા લાગ્યા, અને કેટલાક બીતા બીતા પૂછવા લાગ્યા કે, " બાઈ ! તું કોણ છે, અને કોને શોધે છે ? તને જોઇને અમે કંપીએ છીએ માટે સાચેસાચું કહે. " તે સાંભળી દમયંતી કહેવા લાગી કે, " ભાઈ ! હું રાજાની કુંવરી અને રાજાની રાણી છું. મારાથી કાંઇ બીશો નહિ. હું મારા પતિ નળરાજાની શોધ કરૂં છું. તેમને તમે જોયા હોય તો મને ખરી ખબર કહો. " શોકવડે રડતી દમયંતીનાં એવાં નરમ

વચન સાંભળીને તે સથવારાના કાફલાનો **સૂચિ** નામનો મુખી તેને કહેવા લાગ્યો કે, " હે કલ્યાણી ! મેં આ વનમાં હાથી, પાડા, સિંહ, વાઘ, રીંછ, હરણ વગેરે પશુઓ સિવાય કોઈ મનુષ્યને દીઠું નથી, ફક્ત હમણાં તને જોઈ. " તે સાંભળી નિરાશ થઈ દમયંતી બોલી કે. " વારૂ ભાઈ ! તમારો આ કાફલો ક્યાં જવાનો છે ? " સૂચિએ કહ્યું, " સુબાહુ રાજાના ચેદિ દેશમાં વ્યાપાર કરી લાભ મેળવવા સારૂ અમે જઈએ છીએ. " તે સાંભળી પોતાના પતિનો વખતે મેળાપ થાય એવી લાલચે દમયંતી તે સંઘની સાથે વિદાય થઈ. જતાં જતાં માર્ગમાં એક સુંદર તળાવ આવ્યું, ત્યાં સંધ્યાકાળ પડી, અને રાત્રી અંધારી હતી તેથી પાસેના છૂટા મેદાનમાં જ્યાં જેને અનુકૂળ આવ્યું તેમ સૌએ પડાવ કર્યો. તેમનાથી જરા દૂર એક જગો પસંદ કરી ત્યાં દમયંતી પણ સૂતી. એવામાં મધ્ય રાત્રિએ વગડાઉ હાથી તળાવમાં પાણી પીવાને આવ્યા. તેમણે કાફલાના પાળેલા હાથી જોયા એટલે ચીસો પાડતાં દોડી આવી એ હાથી સાથે લડવાને ભારે તોફાન મચાવ્યું. કાફલાના સઘળા માણસો ઉંઘેલા હતા, તે આ રમખાણથી ઝબકીને ઉઠ્યા. તેમાંના કેટલાએક વિફરેલા હાથીના પગ તળે આવવાથી ચગદાઈ ગયા, કેટલાક નાશી ગયા, અને કેટલાએકને હાથીએ પોતાના દંતૂશળવડે ચીરી નાંખ્યા. આ બનાવથી કાફલામાં ભંગાણ પડ્યું, અને ઘણા માણસોની હાણ થઈ. તોફાન મટી જવા પછી જીવતા રહેલા માણસો એકઠા થઈ વિચાર કરવા લાગ્યા કે, " આપણા ઉપર આટલો બધો કેર થવાનું કારણ શું ? શું આ તે દૈવકોપ હશે ?" ત્યારે તેમાંથી કેટલાક બોલી ઉઠ્યા કે, "ભાઈ પેલી કોઈ વંત્રી આપણા સંઘમાં આવીને ભળી છે, તેની માયાથી જ આ કામ બન્યું હશે ! માટે જો તે નજરે પડે તો ઢેખાળા,

કાંકરા અને પથરા તેને મારીને પૂરી કરીએ." બધાને આ વાત ખરી ભાસી તેથી આસપાસ તેને ખોળવા મંડ્યા; પણ અંધારી રાત હોવાથી જડી નહિ તેથી નિરાશ થઈ રસ્તે પડ્યા. દમયંતી દૂરના એક ઝાડને ઓઠે રહી તેમની બધી વાતચીત સાંભળતી હતી. તે ઘણો ત્રાસ પામી અને વિચાર કરવા લાગી કે, "અરે દૈવ ! હું કાંઈ જાણતી નથી તે છતાં આ બધું મારે માથે આવી પડ્યું !! આ તે કયા જન્મનાં પાપ મને નડતાં હશે ? જો હું ઝાઝી વાર અહિં ટકીશ તો અપરાધ વિના એ લોકો મારો પ્રાણ લેશે." એમ ધારી અંધારાને લીધે રસ્તો સુઝતો નહોતો તોપણ આડે મારગે તે ત્યાંથી ચાલતી થઈ. હીંડતાં હીંડતાં રસ્તામાં કાંટા વાગે, ઠેસ વાગવાથી ભોંય ઉપર પડી જવાય, લોહી નીકળે એ બધું દુઃખ સહન કરતી કરતી બીજા દિવસની સાંજે ચેદિ દેશ પ્રત્યે પોતાની માસીના નગરમાં તે આવી પહોંચી. અર્ધું વસ્ત્ર પહેરેલી, ભયભીત થએલી, શરીરે સુકાઈ ગએલી, અને મેલ તથા રસ્તાની રજોટી જેના શરીરમાં ભરાએલી છે એવી દમયંતી ગાંડાની માફક ચાલતી ચાલતી નગરમાં પેઠી. તે નગરના રહેવાસીઓ છૂટા કેશવાળી અબળાને જોઇને આશ્ચર્ય પામ્યા. બાળકો તેની કેડે પડી સતાવવા લાગ્યા. એવી અવસ્થામાં જ્યારે તે સુબાહુ રાજાના મહેલની નજીક આવી ત્યારે ત્યાં બારીએ બેઠેલી રાજમાતાએ તેને જોઈ, અને બાળકોની સંભાળ રાખવા સારૂ રાખેલી દાસીને કહ્યું કે, "પેલી સ્ત્રી ચાલી આવે છે તેની પાસે તું જા ને તેને અહિં બોલાવી લાવ." રાણીની આજ્ઞાથી દાસી દમયંતી કને આવી, અને વીંટાઈ વળેલાં માણસો તથા છોકરાંને કહાડી મૂકી તેને રાજમાતાની પાસે તેડી ગઈ. પોતાની ભાણેજનો ચહેરો દુઃખથી છેક બદલાઈ ગયો હતો, તેથી રાજમાતાએ તેને ઓળખી નહિ પરંતુ આ

કોઈ મોટાનું ફરજંદ છે એમ ધારી તેને પૂછ્યું કે, "બાઈ તારી સાથે કોઈ રક્ષણ કરનાર દેખાતું નથી, તેમ તું કોઈથી ભય પામતી હોય એવું લાગતું નથી, એવી તું કોણ છે? અને ક્યાંથી આવી?" દમયંતીએ કહ્યું, 'હું સૈરંધ્રી (દાસીની જાતમાં ઉત્પન્ન થએલી), મારી ઇચ્છામાં આવે ત્યાં રહેનારી, મારા પતિને વિષે પ્રીતિવાળી, ફળફૂલનું ભોજન કરનારી, તથા ફરતાં ફરતાં જ્યાં સાંજ પડે ત્યાં નિવાસ કરનારી દાસી છું. દેહની પછવાડે જેમ પડછાયો ગતિ કરે છે તેમ મારા પતિની પછવાડે હું ફરૂં છું. દૈવયોગથી મારા પતિને દ્યૂતની અધર્મિ રમત રમવાનો પ્રસંગ આવ્યો, તેથી તે સર્વસ્વ હારીને વનમાં નીકળ્યા, અને હું તેમની સેવાને માટે તેમની પૂંઠ ચાલી. ભૂખ તરસથી પીડાતા મારા પતિએ ફક્ત એક વસ્ત્ર પહેરેલું હતું, તે સિવાય બીજું કંઈ તેમના પાસે નહોતું. કોઈ કારણસર તેમનું તે વસ્ત્ર પણ હરાઈ ગયું. ત્યારે મેં મારૂં અરધું વસ્ત્ર તેમને પહેરવા આપ્યું. એક વસ્ત્ર પહેરેલાં અમે બેઉ જણાં ભૂખ્યાં તરસ્યાં વનમાં ફરતાં ફરતાં થાકી જવાથી એક ઝાડ નીચે સૂઈ ગયાં. જ્યારે હું નિદ્રાવશ થઈ ત્યારે દુઃખ અને દુર્વિચારથી વ્યાકુળ થએલા મારા પતિ મને ઉંઘતી મૂકી વિના અપરાધે અરધું વસ્ત્ર કાપી ત્યાંથી ચાલતા થયા. હું તેમનો શોધ કરવા ફરૂં છું; પણ મને ખબર નથી કે મારો પ્રાણેશ્વર અમુક જગોએ છે!!' એમ કહેતાં કહેતાં દમયંતીની આંખોમાંથી ચોધારે આંસુ પડયાં. પછી રાજમાતા તેને કહેવા લાગી કે, "હે કલ્યાણી! મને તારા ઉપર ઘણી દયા તથા પ્રીતિ ઉત્પન્ન થાય છે માટે તું મારી પાસે રહે. મારા ચાકરો તારા પતિની શોધ કરશે, અથવા તો તે જ્યાં હશે ત્યાંથી ફરતો ફરતો અહિં આવશે." તેના પ્રત્યુત્તરમાં દમયંતી કહેવા લાગી કે,

"હું તમારી પાસે રહેવાને ક્યારે કબૂલ થાઉં કે જો તમે મારી આટલી પ્રતિજ્ઞાઓ સાચવો તો જ. તે પ્રતિજ્ઞાઓ એ કે—હું કોઈ દિવસ કોઈનું એઠું ખાઇશ નહિ; પગે ચાલીને ક્યાંઈ જઇશ નહિ; કોઈ પુરૂષ સાથે ભાષણ કરીશ નહિ; કોઈ પુરૂષ મારે વિષે અધર્મયુક્ત બુદ્ધિ કરે તો તેની પાસેથી તમારે દંડ લઈ તેનો નાશ કરવો, કારણ કે એવા અધર્મી પુરૂષનું મુખ જોવું નહિ એવું મારે વ્રત છે. મારા પતિની શોધ મળવા સારૂ બ્રાહ્મણને ફક્ત દૃષ્ટિથી જોઇશ. એવી રીતે તમારાથી બની શકે તો હું તમારી પાસે રહું." દમયંતીનાં આવાં વચન સાંભળીને રાજમાતા ઘણાં ખુશી થયાં અને તેના કહેવા પ્રમાણે બંદોબસ્ત કરી પોતાની પુત્રી *સુનંદાની સખી તરીકે તેને પોતાને ઘેર રાખી. અહિંયાં દમયંતીને પોતાના પતિના વિયોગ સિવાય કોઈ પ્રકારનો બીજો શોક અથવા ભય રહ્યો નહિ.

નળરાજા જુગટું રમવામાં હારવાથી રાજપાટ ખોઈને દમયંતી સુદ્ધાં વનમાં નીકળ્યો છે, તે ક્યાં છે, તેનો પત્તો ન લાગવાથી તેનો સસરો ભીમકરાજા શોધ કરવા લાગ્યો. ઘણા વખત સુધી ખબર ન મળી ત્યારે તેણે સેંકડો બ્રાહ્મણોને દ્રવ્ય આપવું પરઠી શોધ કરવા મોકલ્યા. ઘણા દેશ, ગામ અને વગડાઓમાં એ બ્રાહ્મણોએ તપાસ કરી, પણ કાંઈ પત્તો લાગ્યો નહિ. એવામાં સુદેવ નામનો એક બ્રાહ્મણ શોધતો શોધતો ચેદિ દેશ પ્રત્યે સુબાહુ રાજાના નગરમાં આવી પહોંચ્યો. એ શહેરમાં જોતો તે રાજમહેલની કને આવ્યો. ત્યાં તેણે રાજકન્યા સુનંદાની સાથે બેઠેલી સખીને જોઈ. થોડી વાર એક નજરથી તેના સામું જોઈ રહી, શરીરનાં ચિહ્ન મળવાથી સુદેવે

* પ્રેમાનંદે ઇંદુમતી કહી છે.

વિચાર્યું કે નક્કી આ દમયંતી છે. તેથી તેની પાસે જઇને તે બોલ્યો કે, "બહેન દમયંતી! તમારાં માતપિતા તથા બેઉ બાળકો ખુશી આનંદમાં છે. હું તમારા ભાઈનો મિત્ર સુદેવ બ્રાહ્મણ છું. મને ઓળખ્યો? તમારા પિતાએ મને તમારી શોધ કાઢવાને મોકલ્યો છે."

આ સાંભળી દમયંતીનું હૃદય ભરાઈ આવ્યું અને રડતી રડતી તે બોલી કે, "બાપુ સુદેવ, સર્વ ખુશી છે ને?" સુદેવ પણ રડવા લાગ્યો. બેઉને રડતાં જોઈ સુનંદા પોતાની મા પાસે જઈને કહેવા લાગી કે, "મા, સૈરંધ્રીની પાસે કોઈ બ્રાહ્મણ આવીને બેઠો છે, અને તે બે જણા બહુ જ રડે છે." તે સાંભળી રાજમાતા ઉતાવળાં તેમની પાસે આવી બ્રાહ્મણને પૂછવા લાગ્યાં કે, "ભાઈ, સૈરંધ્રીને તું ઓળખે છે? એ કોણ છે?" સુદેવે કહ્યું, "માજી! એ વિદર્ભ દેશના ભીમક રાજાની પુત્રી, નિષધ દેશના નળરાજાની સ્ત્રી દમયંતી છે. એના પિતાએ મને એની શોધ કરવાને મોકલ્યો છે. ઘણા દિવસથી શોધતાં શોધતાં આજ મેં એને દીઠી. એના જેવી સ્વરૂપવાન્ બીજી કોઈ સ્ત્રી પૃથ્વીમાં નથી. એના કપાળમાં કમળના પુષ્પ સરખો લાલ મસ છે, તે એંધાણથી મેં એને ઓળખી કહાડી." સુદેવનાં વચન સાંભળી રાજમાતા બેબાકળી બની ગઈ. તે પશ્ચાત્તાપ કરવા લાગી કે, "શિવ! શિવ!! મેં આ શું કર્યું?! મારી બહેનની પુત્રી પાસે મેં દાસીપણું કરાવ્યું?! મને ધિક્કાર છે કે મેં એને ઓળખી નહિ!!!" પોતાની માસીને આમ પશ્ચાત્તાપ કરતી જોઈ દમયંતી તેને કહેવા લાગી કે "માસી, અહિંયાં હું કાંઈ દુઃખ પામી નથી, યોગ્ય રીતે મારી બરદાશ થઈ છે. તમે મારી પાસે કાંઈ નીચું કામ કરાવ્યું નથી માટે હું તમારો પાડ માનું છું. હવે તમે મારા પિતાના ઘર પ્રત્યે

જવાને મને જલદી આજ્ઞા આપો; શાથી કે મારાં બેઉ નાનાં બાળક મારા વિના કેવાં ટળવળતાં હશે તે હું જાણતી નથી." દમયંતીનું કહેવું કબૂલ કરી રાજમાતાએ કેટલુંક સૈન્ય સાથે આપી પાલખીમાં બેસાડી સુદેવ સહિત તેને તેના પિતાને ઘેર વિદાય કરી.

થોડા દિવસમાં સુદેવ તથા દમયંતી કુંડિનપૂર જઈ પહોંચ્યાં. દમયંતીને જોઈ તેના માતપિતા ઘણો જ હર્ષ પામ્યાં. વિખૂટી પડેલી ગાય જેમ પોતાના વાછરડાને મળે તેમ દમયંતી પોતાનાં બેઉ બાળકોને મળી. થોડા દિવસ ત્યાં રહ્યા પછી દમયંતીએ પોતાની માતાને એકાંતમાં બોલાવીને કહ્યું કે, "માતા! જો તું મને જીવાડવાને ચહાતી હોય તો બ્રાહ્મણને મોકલી મારા પતિની શોધ કરાવ." તે સાંભળી ભીમક રાજાની આજ્ઞાથી તેણે નળની શોધને માટે બ્રાહ્મણોને મોકલ્યા. તેઓમાંનો એક પર્ણાદ નામે બ્રાહ્મણ ફરતો ફરતો અયોધ્યામાં ઋતુપર્ણ રાજાના દરબારમાં આવ્યો. ત્યાં આવીને તે દમયંતીની બતાવેલી કેટલીક સમસ્યાઓની ટેલ નાખતો હોય તે પ્રમાણે બોલવા લાગ્યો. દમયંતીએ તેને કહ્યું હતું કે, 'જે મારી સમસ્યાઓનો પ્રત્યુત્તર આપે તેજ નળ છે એમ જાણવું.' રાજસભામાંથી કોઇએ કાંઇ જવાબ દીધો નહિ, એટલે પર્ણાદ ત્યાંથી આગળ ચાલ્યો, અને દમયંતીની સમસ્યાઓ બોલતો બોલતો રાજાની ઘોડાર પાસે આવ્યો. ત્યાં ઘોડાની ચાકરી કરનાર બાહુક નામના એક સારથિએ બહાર આવી તેના બોલવાનો ખરેખરો જવાબ આપ્યો. એ બાહુકનો ચહેરો અતિ કદરૂપો અને બેડોળ હોવાથી પર્ણાદના મનમાં એમ ખાતરી ન થઈ કે આ જ નળરાજા હોય, તેથી તે ત્યાંથી પાછો ફરી દમયંતી કને કુંડિનપૂરમાં આવ્યો, અને બાહુકે કહેલો

સમસ્યાઓનો પ્રત્યુત્તર તેને કહી સંભળાવ્યો. દમયંતીએ જાણ્યું કે નક્કી એ નળ છે. તેને તેડી લાવવા સારૂ એ સતીએ સ્વયંવરનું બહાનું કાઢી બ્રાહ્મણને પાછો અયોધ્યા મોકલ્યો. તે ત્યાં જઇ ઋતુ-પર્ણ સુદ્ધાં બાહુકને કુંડિનપૂરમાં તેડી લાવ્યો. પછી આડકતરી રીતે કેટલીએક પરીક્ષા કરી દમયંતીએ પોતાના સ્વામી નળને ઓળખી કાઢયો. નળને તેનું અસલ સ્વરૂપ પ્રાપ્ત થયું અને તે તથા દમયંતી એક બીજાને મળ્યાં. તે વખતે આખા નગરમાં મોટો આનંદ વર્તાયો. થોડા દિવસ કુંડિનપૂરમાં રહ્યા પછી નળે નિષધ દેશમાં આવી પુષ્કર પાસેથી પોતાનું રાજ્ય લઈ લીધું. એ રીતે નળ અને દમયંતી દુઃખમાંથી મુક્ત થઈ પૂર્વ સ્થિતિને પામ્યાં.

ઉપરના દમયંતીના આખ્યાન ઉપરથી વાંચનારના મનમાં નક્કી થશે કે બાળકો પુખ્ત ઉમ્મરે પહોંચ્યા પછી પોતાની મેળે એક એકને પસંદ કરી પરણે તો સંસારમાં અચાનક આવી પડતી અડચણોથી મુક્ત થઈ, તેઓ દુનિયાદારીનાં સુખદુઃખ સહન કરવા શક્તિમાન થાય. કદાચિત મોટી ઉમ્મરે એવા જોડામાંથી કોઈનામાં નળની પેઠે કાંઈ દુર્ગુણ માલૂમ પડે તોપણ તેથી કંટાળીને હિમ્મત નહિ હારતાં, તેથી ઉત્પન્ન થએલા ગેરફાયદાનું ફળ ભોગવવામાં એક બી-જાને મદદ કરી, છેવટે ધીરજથી તે દુઃખ દૂર કરવાના પ્રયત્ન કર્યા સિવાય ચૂકે નહિ. નાની ઉમ્મરમાં બાળકોને પરણાવવાથી આગળ સંસારમાં ઉતરતાં તેમને કેટલી અડચણો આવી નડે છે, અને તે અડચણો દૂર કરવાને કોઈ પણ પ્રકારનું સાધન તેમની પાસે રહેતું નથી, એ વિષય ઉપર વિવેચન કરવાનું ગ્રંથવિસ્તારને ભયે અત્રે માંડી વાળીએ છીએ. તોપણ એટલું તો કહેવું જોઈએ કે, જે લોકો

પોતાની પ્રજાનું સારૂં થવાને ઇચ્છતા હોય, તેમણે છોકરાં ઉમ્મર લાયક થઈ તેમની મેળે એક બીજાને પસંદ કરી પરણે એવો કાંઈ બંદોબસ્ત કરવો જોઇએ. આવો રિવાજ થાય તો દેશમાં સંપ, વિદ્યા, દ્રવ્ય અને સ્વતંત્રતા વધ્યા સિવાય રહે નહિ. જેઓ સ્વદેશનું કલ્યાણ ઇચ્છતા હોય તેમણે ખરા અંતઃકરણથી આ બાબત પર લક્ષ આપી એ પ્રમાણે થવા યત્ન કરવો અને પોતે પણ એમ વર્તવું જોઈએ.

દમયંતીના પાતિવ્રત્યને માટે વિસ્તાર કરી સમજાવવું પડે તેમ નથી. ઉપરના આખ્યાનમાં વખતો વખત તેના અનહદ પતિપ્રેમની હકીકત જોવામાં આવશે. દુર્વિકારોથી નળનું મન ભ્રમિત થયું અને તેણે એ સતી ( દમયંતી ) નો વાંક વિના ત્યાગ કર્યો, તોપણ એ પવિત્ર બાઈએ તેના તરફના પોતાના ગાઢા પ્રેમભાવમાં લેશ માત્ર પણ ખામી આવવા દીધી નહિ ! ભૂખ, તરસ અને થાકથી તથા વિકરાળ વનપશુઓ અને દુષ્ટ દુર્ગુણી મનુષ્યોથી તેને પારવિનાની પીડા ભોગવવી પડી, તે છતાં " હે નળ ! હે નળ ! " એ શબ્દ તેને મો ઢેથી બોલાતો બંધ પડ્યો નહિ. પોતાને કેવું દુઃખ પડે છે, તથા પોતે કેવી હાલતમાં છે તે ઉપર બિલકુલ લક્ષ ન આપતાં, ઘેલીની પેઠે ઝાડ, પાન, પશુ, પંખી, પંથી–મુસાફર–અતિથિ, અને જે મળે તેને ' નળ રાજા દીઠા ? પુણ્યશ્લોક ક્યાંઈ મળ્યા ?' એ પ્રમાણે તેણે પૂછ્યાં જ કર્યું. એટલું જ નહિ પણ ઋતુપર્ણરાજાની ઘોડારમાંના બાહુક નામે સારથિએ પર્ણાદની ટેલનો પ્રત્યુત્તર આપ્યો તેથી તે નળ રાજા છે એમ ધારી તેને મળવાની આશાએ ફરી સ્વયંવર કરવાનું ખોટું બહાનું કાઢી, એ રાજા તથા સારથિને પોતાની પાસે તેડાવ્યા,

અને બુદ્ધિચાતુર્યથી બાહુકની પરીક્ષા કરી ધૂળમાંથી હીરો ઉપાડી લે તે પ્રમાણે નળ રાજાને ખોળી કાઢયો. એ પોતાના પતિ તરફની એ સતીની દૃઢ પ્રેમભક્તિની ખરેખરી લાગણી દેખાડી આપે છે. પોતાનો અપરાધ નહિ હોવા છતાં ઉજાડ જંગલમાં તેણે રખડતી મૂકેલી, એવા નિર્દય થઈ ગએલા ભ્રમિત મનના પતિનો પત્તો મેળવવા દમયંતી જેવી સુકુમાર રાજકન્યાએ જે ભગીરથ પ્રયત્ન કર્યો એ તેના નિર્મળ પાતિવ્રત્યપણાની ખરી ખૂબી દેખાડી આપે છે. એના જેવા દૃઢ પતિપ્રેમ અને પતિભક્તિની આસક્તતા આજના વિકારી વખતમાં તો દેખવામાં કયાંથી આવે ? પણ પૂર્વે પ્રખ્યાત થઈ ગએલી ઘણીક સતીઓ પણ તેના એ ગુણની બરોબરી કરી શકે નહિ, એમ ધારી શકાય છે. સીતાને જે દુઃખ પડ્યું, તે તેણે સહન કર્યું; પણ આણે (દમયંતીએ) તો એવું દુઃખ સહન કરવા સાથે વિયોગી પતિનો મેળાપ કરવાને ખરા પુરૂષાતનવાળા પુરૂષથી પણ બની શકે નહિ એવો પ્રયત્ન કર્યો છે. આહા! એક વખત એવો પણ હતો કે જ્યારે આવાં સ્ત્રીરત્નોથી ભરતખંડની પવિત્ર ભૂમિ અનહદ યશવાળી ગણાતી હતી!! દમયંતીનું આખ્યાન એવું બોધદાયક અને ચિત્તાકર્ષક છે કે તે આપણા આ દેશના લોકો જ પ્રેમપૂર્વક વાંચે છે એમ નથી પણ અન્ય દેશના પરધર્મી લોકો પણ હોંસે હોંસે તેનો આદર કરે છે. આ પવિત્ર આખ્યાન ધ્યાનપૂર્વક વાંચી તેમાંથી મળતો રૂડો બોધ ગ્રહણ કરી આપણા દેશની સ્ત્રીઓ પોતાના દંપતીપ્રેમને શોભાવશે તો આ આખ્યાન લખાવનાર તથા લખનારને અનહદ આનંદ થશે.

સંસારસુધારાનો મુખ્ય આધાર સ્ત્રીસુધારા ઉપર છે; કેમકે નાનાં

છોકરાં ઘણી વખત સ્ત્રીઓ પાસે રહે છે અને તેમનું અનુકરણ કરે છે. જ્યાં સ્ત્રીઓ શુદ્ધાચરણવાળી અને કેળવાએલી નથી, ત્યાં ગમે તેટલા પ્રયત્ન કરવા છતાં કશો દહાડો વળવાનો નથી. આવા વિચારથી આપણા દેશની સ્ત્રીઓને દૃષ્ટાંતદ્વારા ઉપદેશ આપવા માટે આ આખ્યાન લખાવવાનો વિચાર ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ કર્યો છે. એ વિચાર પાર પાડવો તે વાંચનારના ઉપર આધાર રાખે છે. માટે છેવટ સર્વ ગુજરાતી ભાઇબ્હેનોને નમ્રતાપૂર્વક વિનંતિ છે કે તેમણે આ દમયંતીનું તથા પાછળનું સીતાનું એ બે આખ્યાન લક્ષપૂર્વક વાંચી તેમાંથી મળતો ઉત્તમ ઉપદેશ ગ્રહણ કરવો. બહુ બહુ પ્રકારે શ્રમ અને ખર્ચ કરવા છતાં જે અગત્યની બાબત મળવી મુશ્કેલ પડે તે બાબત—દંપતીપ્રેમનો રૂડો બોધ—આ બે નાનાં આખ્યાનો સમજીને વાંચવાથી જરૂર મળી શકશે.

---

# सीता अने दमयंती विषे.

"પીહરમાં પોકાર પડિયા રે, ફંદે લૂટાણા ફડીઆ."—એ રાગ.

સતી એક સીતા શાણી રે, અતિ રૂડી દમયંતી રાણી રે. ટેક.
રાઘવરાયે ત્ર્યંબક તોડી ગ્રહ્યો સતીનો હાથ;
ઇચ્છેલો વર વરી વૈદર્ભી, નૈષધ કેરો નાથ:— સતી એક૦ ૧
રાજ્ય તજી સત્ય સાચવવાને, રામે વેઠ્યો વનવાસ;
જુગટામાં જર ખોયાં નૈષધે, હાથે બન્યો ઉદાસ:— સતી એક૦ ૨
કાકુસ્થ વિરહ ન વેઠ્યો વનિતા, વન વસી સ્વામીની પાસ;
દોષનો રોષ ન આણ્યો દમયંતી, પૂંઠે કીધો પ્રવાસ:—સતી એક૦ ૩
વન વસી હઠ લીધી હઠીલી, માગ્યું મૃગનું ચર્મ;

નગ્ન નાથને વસ્ત્ર વિંટાળ્યું, કેવું દમયંતીનું કર્મઃ— સતી એક૦ ૪
લક્ષ્મણ વચન પર લક્ષ ન રાખ્યો, દીલમાં માન્યો ડાઘ;
પીયર–પંથ પતિએ ભાળવિયો, તોય ન કીધો ત્યાગઃ—સતી એક૦ ૫
સતી સીતાનું હરણ થવાથી, રોયા રામ અપાર;
નિર્દય નાથે પડતી મૂકી, "નળ ! નળ !" કીધો પોકારઃ—સતી એક૦ ૬
રાવણ રાજા લંકામાં આવ્યો, ધ્રૂજાવી દીધી ધાક;
પારધીએ પતિવ્રતા સતાવી, બાળીને કીધો ખાખઃ— સતી એક૦ ૭
અશોકવાડીમાં અબળા રાખી, ચોકી ચારે પાસ;
વણઝારાનું દુઃખ વટી, થઇ છાની માસીની દાસઃ— સતી એક૦ ૮
રામે સીતાનો શોધ કરાવી, છતી જુવતી રત્ન;
વિપ્ર મારગે વર ખોળી લીધો, એવો અબળાનો યત્નઃ—સતી એક૦ ૯
સીતાનું જેવું શાણપણું, તેવો રામ તણો જ વિવેક;
ભ્રમિત નળનું ભાન ન ભૂલી, એવી દમયંતી એકઃ—સતી એક૦ ૧૦

